# ગુજરાતી ઇન્ટરપ્રેટર ઍન્ડ ઇન્ડેક્સ

ભા. ૨ જો.



એડ્. આર. ભરચંદ.

એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની.

# ગુજરાતી ઈન્કમટેક્ષ ઍકાઉન્ટસ.

( ભાગ ૨ જો )

## સુપરટેક્ષ તથા એકસેસ પ્રોફીટસ ડયુટીની સમજણ.


લખનાર

**ફરામરોઝ આર. મરચંટ, એફ. એસ. એ. એ.,**

ઈનકોરપોરેટેડ એકાઉન્ટન્ટ (લંડન),

**તે**

ધી સીડનહેમ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમીકસના એકાઉન્ટન્સી તથા
ઓડીટીંગના લેકચરર, મેશર્સ ફરામરોઝ આર. મરચંટ એન્ડ કંપની,
ધંધાદારી એકાઉન્ટન્ટોની પેઢીના માલેક; ધી લંડન કમરશ્યલ
ઇન્સ્ટીટયુટના પ્રીનસીપલ; “ ધી એકાઉન્ટન્ટસ ગાઇડ, ”
“ હીન્ટસ ઓન ધી સ્ટડી ઓફ એકઝેકયુટરશીપ
એકાઉન્ટસ ” તથા “ ઇનિકમ, સુપર એન્ડ
એકસેસ પ્રોફીટસ ટેક્ષ, ઇનિ રીલેશન
ટુ એકાઉન્ટસ ” ના કર્તા;
વાગેરે, વીગેરે.



**છપાવી પ્રસિદ્ધ કરનાર:**

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**

કાલબાદેવી રોડ—પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ.





**મુંબાઈ.**

મુંબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ—મુંબાઈ.

**૧૯૧૯.**

# દીબાચો.



જ્યારે મેં ગુજરાતી "ઇનિકમટેક્ષ" માટેની ચોપડી લખવાની શરૂ કીધી હતી ત્યારે મને એવી ખબર ન હોતી કે એ ચોપડી માટે પુષ્કળ માંગણી થશે. માટે મેં એ ચોપડી ધંધાની રોકાણોને સબબે ધીમે ધીમે લખવા માડી હતી.

પણ હું અરધી ચોપડી પુરી કરૂં તે પહેલાં તો તેની ઘણી જરૂર પડતી જણાઈ. અને મને એ ચોપડીના પ્રસિદ્ધ કરનારાઓ "મેશર્સ ત્રિપાટી એન્ડ કંપની" એ મને ઇનિકમટેક્ષને લગતો ભાગ પહેલો તુરત લખી આપવાની અરજ કીધી. જેમ કરતાં એ ચોપડીનો પહેલો ભાગ ધારવા કરતાં બહુ વહેલો બહાર પડયો.

ત્યાર પછી મેં બાકીનો ભાગ, સુપરટેક્ષ અને એકસેસ પ્રોફીટસ ડયુટી (વધારાના નફા ઉપરનો કર) બાબતનો, લખવા માંડ્યો જે હાલ પુરો કરવાને સામર્થવાન થયો છું. આશા છે જે, જેમ મારા દેશીભાઇઓએ, મારી ચોપડીના પહેલા ભાગને (ઇનકમટેક્ષની બાબતના) જેવો આશ્રય તથા આવકાર આપ્યો છે, તેવોજ આ બીજા ભાગને પણ આપશે.

ફે. રૂ. મ.

૭૭૩, હોર્નબી રોડ, કોટ,

મુંબઈ, તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૯૧૯.

# સુપર ટેક્ષ.

---

## § ૧ સુપર ટેક્ષની શરૂઆત.

હિન્દુસ્તાનમાં એ કર પહેલવહેલો ઈસ્વી સન ૧૯૧૭ ના સાલના એપ્રીલ મહીનાની ૧ લી તારીખથી નાખવામાં આવ્યો હતો. એનું બન્ધારણ ઘણુંખરૂં અંગ્રેજી કાયદાની રૂઢી ઉપરથી ઘડવામાં આવ્યું છે. વેલાતમાં તો એ કર ૧૯૧૦ ના સાલથી ચાલુ કરવામાં આવ્યો હતો. હિન્દુસ્તાનના અને વેલાતના કાયદામાં બે મૂળ ભેદ છે. પહેલો તો એ કે બંનેની આવકનો અડસટો કહાડવાની રૂઢી જુદી છે, અને બીજો તફાવત એ છે કે વેલાતમાં એ કર માત્ર દરેક આદમીની આવક ઉપર નાંખવામાં આવે છે. જ્યારે અહિંયા એ કર માત્ર દરેક માણુસ પાસે નહિ પણ દરેક પેઢી તથા કંપની ઉપર પણ લાગુ પાડવામાં આવ્યો છે.

## § ૨ એ કાયદો દેશની કેટલી હદ સુધી લાગુ પડે?

૧૯૧૭ ના સુપર ટેક્ષનો કાયદો આખા બ્રિટિશ હિન્દુસ્તાનને તથા નામદાર શહેનશાહના તાબાના દેશી રાજ્યોમાં રહેતી સઘળી બ્રિટિશ પ્રજા જેઓ સરકારની નોકરીમાં હોય તેઓ સઘળાઓને એ લાગુ પડે છે.

## § ૩ કર લાગુ પડે એવી આવક.

એ કર હંમેશાં ૧ લી એપ્રીલથી શરૂ થતા વર્ષની અગાઉ ભરવો પડે છે અને તે છેલ્લાં પુરાં થયલાં આખાં વર્ષની, નીચે જણાવેલા અપવાદો સીવાય, આવક તથા નફો જો રૂ. ૫૦,૦૦૦ થી વધતો હોય તો તે વધારાની આવક તથા નફા ઉપર ચઢ ઉતરના દરે કલમ ૧૦ માં દર્શાવેલા કોઠા મુજબ ગણવામાં આવે છે, અને તે ઉપરાંત ઈનકમટેક્ષના કાયદા પ્રમાણે કુલે આવક તથા નફા ઉપર ઇનકમટેક્ષ પણ તેના દર પ્રમાણે આપવામાં આવે છે:—

(૧) ખેતીવાડીથી ઉપજતી આવક.

(૨) કેવળ ધર્મના તથા ધર્માદાના કામમાં વપડાતી મીલકતથી ઉપજતી આવક.

(૩) આવકનો જે ભાગ વીમા કમ્પનીને પોતાની જીંદગી ( અથવા પોતાની બાયડીની જીંદગી )ના વીમા માટે આપવો પડે છે તે. પણ એવું ઠડાવ્યું છે કે મજકુર વીમાનું પ્રીમ્યમ કુલે આવકના છઠ્ઠા ભાગ કરતાં વધુ ન હોવું જોઈએ.

(૪) અવિભક્ત હિન્દુ કુટુંબની બાબતમાં, એવા કુટુંબની એકંદર આવકમાંથી જેટલી આવક એવા કુટુંબના કોઈ પણ માણસના ગુજરાન અથવા તેના બીજા ખર્ચને માટે ખરેખર ખર્ચેલી અથવા આપેલી હોય અથવા, એવા કુટુંબના કોઈ પણ માણસને આપેલી હોય, અથવા તેને છેવટની વહેંચી આપી હોય તેટલી આવક.

(૫) કોઇ પણ પેઢી ( ભાગીદારી )ની બાબતમાં, એવી પેઢીની આવકમાંથી જેટલી આવક તેના ભાગીદારોને આપેલી હોય, અથવા છેવટની વહેંચી આપી હોય, તેટલી આવક.

(૬) કોઇ પણ કમ્પની ( લીમીટેડ )ની બાબતમાં, એવી કંપનીની આવકમાંથી જેટલી આવક તેના સભાસદો (શેર હોલ્ડર)ને ડીવીડંડ અથવા બીજી કોઇ રીતે આપી હોય અથવા આપવાનું જાહેર કર્યું હોય, તેટલી આવક.

પણ એવું ઠડાવ્યું છે કે, આ વ્યાખ્યાની રકમ (૪), (૫) અથવા (૬) માં જણાવેલાં કુટુંબના કોઇ પણ માણસ, અથવા પેઢીના કોઇ પણ ભાગીદાર, અથવા કમ્પનીના કોઈ પણ સભાસદને તેમાં જણાવેલી કોઈ પણ આવક મળી હોય, ત્યારે તે આવક સુપરટેક્ષમાંથી બાતલ કરવામાં આવી છે એમ સમજવું નહિ; કારણ કે તે આવક ઉપર, મજકુર માણસ અથવા ભાગીદાર અથવા સભાસદના હિસાબ તૈયાર થવે, સુપરટેક્ષ ગણવામાં આવશે.

(૭) અવિભક્ત હિન્દુ કુટુંબ તથા ભાગીદારી તથા કંપનીની બાબતમાં, ઈનકમટેક્ષને પાત્ર નફાનો દસમો ભાગ ( રીઝર્વ પેટે.)

કેટલીક જોઈન્ટ સ્ટોક કમ્પનીના ડીરેકટરોનું એવું મત છે કે, સુપર ટેક્ષથી કમ્પનીની આર્થિક સ્થિતી નબળી પડે છે, કારણ કે કમ્પની એ ટેક્ષ આપવા માંગતી ન હોવાથી સઘળો નફો ભાગીદારોમાં વહેંચી આપે છે, અને રીઝર્વ અથવા એવા બીજા ફંડો માટે રકમ બાજુ નહિ રહેવાથી પરિણામ એ આવે છે કે કમ્પનીની આર્થિક સ્થિતિ નબળીજ રહે છે. બીજું કારણ તેઓ એવું દેખડાવે છે કે કમ્પની તરફથી મોટી રકમની વહેંચણીની આશા ઉપર શેર બજારમાં મોટા પાયા ઉપર સટો થાય છે, અને એ રીતે સટાને મોટું ઉત્તેજન મળે છે.

જો આ કર જોઈન્ટ સ્ટોક કમ્પની ઉપરથી તથા પેઢીઓ ઉપરથી લેવાતો બંધ થાય અને માત્ર દરેક માણસની આવક ઉપર હંમેશને માટે લેવાનો ચાલુ રહે, જેવી રીતે વેલાતમાં છે તેવી રીતે, તો કમ્પનીની આર્થિક સ્થિતિને કાંઈ પણ અલવલ આવે નહિ, અને વળી શેર-બજારમાં સટો થતો પણ અટકે. વળી એવી રીતે કરવાથી મેહેસુલમાં કાંઈ પણ ખોટ જાય નહિ કારણ કે કમ્પનીના ભાગીદારોને તથા પહેડીના ભાગીઆઓને એવી રીતે નફો મેળવેલી સઘળી આવક, સુપર ટેક્ષની આંકણી માટેનું પત્રક ભરતી વખતે, પોતાની બીજી આવક સાથે જણાવવી પડશે.

## § ૪ કર આકારવા માટે જોઈતા આવકના વાર્ષિક પત્રક.

જો કલેકટરના ધ્યાનમાં એમ આવે કે અમુક માણસ અથવા કંપનીની આવક એટલી છે કે તે ઉપર સુપર ટેક્ષ નાંખીશકાશે તો તે તેઓની ઉપર એક નોટીસ ( નમુના ( એ ) પ્રમાણે ) મોકલી તેઓને તેમની ગયા વર્ષની આવકના સાંધનની બારીકે બારીક વિગત ૩૦ દિવસની મુદતમાં પુરી પાડવાને કહેશે ( ઉદાહરણ માટે જુઓ કલમ (૧૧) (ઘ).

જ્યારે ઉપર જણાવેલી નોટીસ પ્રમાણે ફોર્મ ( પત્રક ) ભરી મોકલાવવામાં આવે છે ત્યારે કલેકટર પત્રકમાની વીગતો ઉપર ધ્યાન આપી કર નાખે છે. પણ જો પત્રક ભરી સઘળી વીગતો કલેકટરને

પુરી નહિ પાડે તો કલેકટરના ધ્યાનમાં આવે તેમ પોતાની તરફથી થોડી ઘણી વીગતો ભેગી કરી તે ઉપરથી કર નાખે છે જે પછીથી ફેરવી શકાતો નથી.

## § ૫ કર ભરનાર સીવાય બીજાઓની જોખમદારી.

કમ્પનીના લીકવીડેટરને, સગીરના વાલીને, નાદારના ત્રસટીને, અથવા શેઠના આડત્યાને કર ભરવાને માટે ઇનકમટેક્ષ મુજબના કાયદા કાનુનો લાગુ પડશે.

## § ૬ સુપર ટેક્ષને પાત્ર હોય તેવા શખ્સોને નોટીસ ઓફ ડીમાન્ડ.

(ક) **એકંદર રકમે ભરવો**:—જે શખ્સ અથવા કંપની, કલેકટરના મત પ્રમાણે, સુપર ટેક્ષને પાત્ર હોય તે શખ્સ અથવા કંપની ઉપર નોટીસ (નમુના બી. પ્રમાણે) બજાવવી એટલે કેઃ—

(૧) તે શખ્સ અથવા કંપનીનું નામ, અને જે આવકને માટે તે શખ્સ અથવા કંપની કરને પાત્ર થયો હોય અથવા થઇ હોય તેનું સાંધણ અથવા સાંધણો.

(૨) કયા વર્ષ અથવા વર્ષના ભાગને માટે કર આપવાનોછે તે.

(૩) જે જગ્યા અથવા જગ્યાઓમાં, જે જીલ્લા અથવા જીલ્લાઓમાં તે આવક મલતી હોય, તે જગ્યાઓ અથવા જીલ્લાઓ.

(૪) કેટલી રકમ આપવાની તે.

(૫) જે જગ્યાઓએ તથા જે શખ્સોને તે રકમ આપવાની હોય તે જગ્યા તથા શખ્સોના નામ.

તથા તે શખ્સ અથવા કંપનીએ ભરવાને પાત્ર તરીકે જે રકમ નોટીસમાં બતાવેલી હોય તે રકમ નોટીસમાં લખેલી તારીખથી ૬૦) દિવસની અંદર આપવાનું અથવા તે તારીખથી ૩૦) દિવસની અંદર તે કરનો આકાર ઓછો અથવા રદ કરાવવાની કલેકટરને અરજી કરવાનું તે શખ્સ અથવા કંપનીને જણાવવું.

(ખ) હપ્તેથી ભરવોઃ—જો કરને પાત્ર શખસ અરજી કરે, તો કલેકટર પોતાની સમજ શક્તી પ્રમાણે સુપરટેક્ષ હપ્તેથી ભરવાની નોટીસ ( નમુના ( બી ) ( ૧ ) પ્રમાણે ) તે શખ્સપર બજાવે, તથા એવા હપ્તા જે તારીખે ભરવાના હોય તે તારીખ સદરહુ નોટીસમાં જણાવવી, અને તે શખ્સ અથવા કંપનીએ એવો હપ્તો તે તારીખથી મુકરર કરેલી મુદત સુધીમાં ભરી દેવો જોઇએ, અથવા તો જે તારીખે પહેલો હપ્તો પાકતો હોય તેના ૩૦) દિવસની અંદર કલેકટરને ઉપર કહ્યા પ્રમાણે અરજી કરવી જોઇએ, એવું તેમાં ફરમાવવું જોઈએ.

### § ૭ કર ભરવાની જગ્યા તથા વખત.

નોટીસમાં જણાવેલી ચોકસ કરની રકમ, જે અગાઉ જણાવ્યા પ્રમાણે નાખવામાં આવે છે તે નોટીસમાં જણાવેલી જગ્યાએ, અંદર જણાવેલા માણસને ઠડાવેલા વખતની અંદરભરી દેવી જોઇએ.

### § ૮ નાખેલા કર સામે અરજી.

હરકોઈ આદમીને તેની ઉપર નાખેલા કર માટે કાંઇ પણ વાંધો હોય અથવા પોતાની ઉપરનાખેલા કરનો બીલકુલ સ્વીકાર કરવા માંગતો નહિ હોય તો નોટીસ ( ફોર્મ બી ) મળ્યા પછીના ૩૦) દિવસમાં કલેકટરને કર ઓછો કરવા અથવા સર્યામ કાઢી નાંખવાની અરજી ( નમુના સી પ્રમાણે ) કરવી.

કલેકટર અરજદારનું સમજી તથા જરૂરી સાક્ષીઓ લઇ તેની નજરમાં આવે તે પ્રમાણે હુકમ કાઢશે.

કલેકટરના ચુકાદા સામે કમીશનરને અપીલ કરી શકાશે જેનો ચુકાદો છેવટનો ગણાશે.

### § ૯ કર કેમ મજરે લેવો ?

નાખેલા કર માટે કાંઇ વાંધો ઉઠાવવો હોય અને તેમાં કાંઈ ફેરફાર કરાવી રૂપીઆ પાછા મજરે લેવા હોય તો તેની અરજી કલેકટર પર મોકલવી, અને કલેકટર મજરે લેવાની બાબત માટેનો

ઈનકમ ટેક્ષનો કાયદો જ્યાં સુધી લાગુ પડે ત્યાં સુધી લગાડી એ બાબતનો ફડચો કરશે.

## § ૧૦ સુપર ટેક્ષના ચઢઉતરના દરનો કોઠો.

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. | કરને | પાત્ર | આવકના | પહેલા | રૂ. ૫૦,૦૦૦ | ઉપર | દર | રૂપીએ | એક | આનો. | | |
| ૨. | ,, | ,, | ,, | બીજા | ,, | ,, | ,, | ,, | ,, | ૧॥ | ,, | |
| ૩. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૨ | ,, | |
| ૪. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૨॥ | ,, | |
| ૫. | ,, | ,, | આવક | રૂ.૨,૦૦,૦૦૦ | કરતાં વધુ હોય ત્યારે | દર | રૂપીએ ૩ આના. | | | | | |

## § ૧૧ સુપરટેક્ષ માટેના પત્રકો તથા હિસાબ.

### (ક) કઈ આવક કરને પાત્ર ઠરે.

એક માણુસ, પેઢી કે કંપની સુપર ટેક્ષને પાત્ર છે કે નહિ તેનો આધાર તેની ગયા વર્ષની કુલ આવક ઉપર રહે છે જેમાંથી કલમ ( ૩ ) માં દર્શાવેલી આવક બાદ કરવામાં આવે છે. જો એવી કુલ આવક રૂ. ૫૦,૦૦૦ થી વધારે હોય તો તે વધારાની આવક કે જે સુપરટેક્ષને માટે કરને પાત્ર ઠરેલી આવક કહેવાય છે, તેની ઉપર કર લાગુ પડે છે.

જેવી રીતે ઈનકમ ટેક્ષની બાબતમાં કર મજરે લેવા માટે તથા કરમાંથી મુક્ત થવા માટે કુલ આવકનો અડસટો કાઢવાની રૂઢી છે તેવીજ રીતે આ કરમાં પણ છે.

ઉપર કહેલી ઘટ અને હિસાબની વ્યવસ્થા બરાબર સંભાલભરી રીતે કરવી જોઈએ કારણુ કે તેથી એવું પણ બને કે કુલ આવક રૂ. ૫૦,૦૦૦ થી ઓછી થાય જેથી સુપર ટેક્ષ આપવામાંથી બીલકુલ છટકી જવાય.

કરને પાત્ર આવક નક્કી કરવાની નીચે મુજબ રૂઢી છે:—

૧. કલમ ( ૩ ) ની પેટા કલમ ( ૧ અને ૨ ) માં જણાવેલી આવક સીવાય સઘળી કુલે આવકનો જુમલો કરવો.

૨. કલમ ( ૩ ) ની પેટા કલમ ( ૩ થી ૭ ) માં જણાવેલી આવક અને ખર્ચ બાદ કરો.

૩. બાકીની આવક ઉપરથી જણાશે કે કર લાગુ પડે કે નહિ.

૪. હવે રૂ. ૫૦,૦૦૦) નું કાયદાસર અલાવન્સ બાદ કરવું.

૫. બાકીની આવક કરને પાત્રની આવક ઠડશે. જે ઉપર સુપર-ટેક્ષ લાગુ પડશે, જેના દર કલમ ( ૧૦ ) પ્રમાણે આવકના પ્રમાણમાં ચહુડ ઉતરના રહેશે.

(ખ) જોઇન્ટ સ્ટોક કમ્પની.

ઉદાહરણઃ-- ધી સ્વદેશી મેન્યુફેક્ચરીંગ કમ્પની લીમીટેડે નીચે પ્રમાણે ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૮ ના દિવસે પુરાં થતાં વર્ષનું નફા નુકસાન ખાતું બનાવ્યું છે. એવું ધારવામાં આવે છે કે કલેકટર સાંચા કામની ઘસાઈ ૫) ટકા તથા બીલડીંગના ઘસાડા માટે ૨ાા ટકા બાદ કરવા દેશે. નીચે જણાવેલા નફા નુકસાનના ખાતા ઉપરથી અને ઉપર કહેલી વિગત પ્રમાણે કંપનીની કરને પાત્રની આવક તથા તે ઉપર ૧૯૧૯-૨૦ ના સાલ માટેનો કેટલો સુપર-ટેક્ષ આપવો પડશે તે શોધી કાઢો.

# ધી સ્વદેશી મેન્યુફેકચરીંગ કમ્પની લીમાટેડનો ૩૧-૧૨-૧૯૧૮ સુધીનો વર્ષ ૧) નો નફા નુકસાનનો હિસાબ.

**જમે**

| | રૂપીઆ. |
|---|---|
| ચોખું વેચાણ | ૧,૭૫,૦૬,૭૩૧ |
| શેરનું ડીવીડંડ ( ઇન્કમટેક્ષથી નિરાળું ) | ૧૫,૭૫૦ |
| પેટા ભાડું | ૨,૪૦૦ |
| મળેલી છુટ તથા વટાવ | ૧,૫૩૯ |
| શેર ત્રાનસફર કરવાની ફી | ૮૦ |
| | રૂ. ૧,૭૫,૨૬,૫૧૦ |

**ઉધાર**

| | રૂપીઆ. |
|---|---|
| વપડાયલા પદાર્થ | ૧,૦૨,૭૫,૮૭૩ |
| ,, સ્ટોર્સ | ૫,૨૭,૨૮૯ |
| કારખાનાની મજુરી | ૮,૩૦,૨૭૧ |
| કારખાનાનો ખર્ચ | ૬,૫૦,૭૫૮ |
| ઓફીસનો ખર્ચ | ૯,૩૭,૩૬૭ |
| ઇન્કમટેક્ષ ભર્યો | ૧,૧૨,૦૦૦ |
| સીકયુરીટીના વેચાણથી ગયલી ખોટ | ૧૫ ૮૫૦ |
| લખી વાલેલું વસુલ ન થાય એવું કરજ તથા વટાવ | ૩,૫૮૨ |
| ડીબેનચરનું વ્યાજ (ટેક્ષ બાદ થઈને) | ૧૫,૦૦૦ |
| ન વસુલ થાય તેવાં કરજ તથા વટાવ માટે બાજુ કાઢી મુકેલી રકમ ( રીઝર્વ ) | ૫,૦૦૦ |
| સાંચાકામનો ધસાડો ( ૮ ટકાને હિસાબે ) | ૮૦,૦૦૦ |
| બીલડીંગનો ધસાડો ( ૫ ટકાને હિસાબે ) | ૭૨,૦૦૦ |
| ચોખો નફો | ૪૦,૦૧,૫૨૦ |
| | રૂ. ૧,૭૫,૨૬,૫૧૦ |

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપલો ચોખો નફો | ૪૦,૦૧,૫૨૦ | ઓરડીનરી શેર ઉપર ડી-વીડંડ (વ્યાજ) | ૨૫,૦૦,૦૦૦ |
| ગયા વર્ષનો નફો | ૭૫,૦૦૦ | પ્રેફરંસ શેર ઉપર ડીવીડંડ (વ્યાજ) | ૧૦,૦૦,૦૦૦ |
| | | રીઝર્વ ખાતે ખેંચાયલી રકમ | ૨,૫૦,૦૦૦ |
| | | બાકીની રકમ આગળ ખેંચાયલી | ૩,૨૬,૫૨૦ |
| | રૂ. ૪૦,૭૬,૫૨૦ | | રૂ. ૪૦,૭૬,૫૨૦ |

## સુપરટેક્ષની આંકણી માટે નફા નુકસાનનો હિસાબ.

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપર પ્રમાણેનો ચોખો નફો | ૪૦,૦૧,૫૨૦ | ઇન્કમટેક્ષને પાત્ર નફો | ૪૨,૧૫,૩૭૦ |
| ઈન્કમટેક્ષ ભર્યો | ૧,૧૨,૦૦૦ | | |
| સીક્યુરીટીના વેચાણની ખોટ | ૧૫,૮૫૦ | | |
| ડીબેનચર પર વ્યાજ | ૧૫,૦૦૦ | | |
| ન વસુલ થાય તેવા કરજ તથા વ્યાજ માટે બાજુ કાઢી મુકેલી રકમ | ૫,૦૦૦ | | |
| સાંચા કામના ઘસાડાની વધારાની રકમ (૩ ટકાને હિસાબે) | ૩૦,૦૦૦ | | |
| બીલડીંગના ઘસાડાની વધારાની રકમ (૨॥ ટકાને હિસાબે) | ૩૬,૦૦૦ | | |
| | રૂ. ૪૨,૧૫,૩૭૦ | | રૂ. ૪૨,૧૫,૩૭૦ |

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપલો નફો | ૪૨,૧૫,૩૭૦ | ઓરડીનરી શેર ઉપર ડીવીડંડ (વ્યાજ) | ૨૫,૦૦,૦૦૦ |
| | | પ્રેફરંસ શેર ઉપર ડીવીડંડ (વ્યાજ) | ૧૦,૦૦,૦૦૦ |
| | | ડીબેનચર ઉપર વ્યાજ | ૧૫,૦૦૦ |
| | | ઇન્કિમટેક્ષને પાત્ર નફાનો ૧/૧૦ ભાગ | ૪,૨૧,૫૩૭ |
| | | બાકીનો નફો જે ઉપર ટેક્ષ લાગુ પડે કે નહિ | ૨,૭૮,૮૩૩ |
| | રૂ. ૪૨,૧૫,૩૭૦ | | રૂ. ૪૨,૧૫,૩૭૦ |

| | | | |
|---|---|---|---|
| ઉપલો નફો | ૨,૭૮,૮૩૩ | કાયદા પ્રમાણેની છુટના | ૫૦,૦૦૦ |
| | | સુપરટેક્ષ લાગુ પડે એવી બાકીની રકમ | ૨,૨૮,૮૩૩ |
| | રૂ. ૨,૭૮,૮૩૩ | | રૂ. ૨,૭૮,૮૩૩ |

કંપનીની કરને પાત્રની આવક રૂ. ૨,૨૮,૮૩૩ છે જે ઉપર નીચે દેખડાવ્યા પ્રમાણે રૂ. ૨૭,૨૮૧-૩-૦ સુપર ટેક્ષ લાગુ પડે છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પહેલા રૂ. ૫૦,૦૦૦ | ઉપર | રૂપીએ | એક | આનાને | હિસાબે | | ૩,૧૨૫-૦-૦ |
| બીજા ,, | ,, | ,, | ,, | ૧॥ | ,, | ,, | ૪,૬૮૭-૮-૦ |
| ,, ,, | ,, | ,, | ,, | ૨ | ,, | ,, | ૬,૨૫૦-૦-૦ |
| ,, ,, | ,, | ,, | ,, | ૨॥ | ,, | ,, | ૭,૮૧૨-૮-૦ |
| છેલ્લા રૂ. ૨૮,૮૩૩ | ઉપર | રૂપીએ | ૩ | આના | ને હિસાબ | | ૫૪૦૬--૩-૦ |
| રૂ. ૨,૨૮,૮૩૩ | | | | | | | રૂ. ૨૭,૨૮૧-૩-૦ |

## ( ગ ) ભાગીદારી તથા એકલા માલેકનો હિસાબ.

**ઉદાહરણ.**

પસતાકયા, પોપટલાલ, અને પાંડે ભાગીદારીમાં મીલનો સામન પુરો પાડવાનો ધંધો કરે છે. તેઓની મુડી રૂ. ૧,૫૦,૦૦૦ ની છે, જેમાં ત્રણેનો હિસ્સો સરખો છે, પણ નફાની વહેંચણીમાં પસતાકયાનો ૫) મો ભાગ, પોપટલાલનો ૩) ભાગ અને પાંડેનો ૨) જો ભાગ છે. તેઓના નીચે જણાવેલા ૩૧ મી માર્ચ ૧૯૧૮ સુધીના નફા નુકસાનના ખાતા ઉપરથી સુપરટેક્ષને પાત્રની આવક તથા દરેક ભાગીદારને ફાળે કેટલો કર આવશે તે શોધી કાઢો.

### નફા નુકસાનનું ખાતું.

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| વેપાર ખાતાંથી કુલે નફો | ૨,૪૬,૮૫૦ | ઓફીસ ખર્ચના | ૪૫,૯૩૮ |
| શરતમાં નફો | ૧૪,૩૭૫ | જે. જે. હોસપીટલને બક્ષીસ | ૨૫,૦૦૦ |
| પેટા ભાડું | ૧,૮૦૦ | વસુલ નહિ થાય તેવાં કરજો તથા વટાવ લખી વાળ્યા | ૫,૮૯૨ |
| છુટના તથા વટાવના | ૩૯૨ | ઇન્કમટેક્ષ | ૨,૦૦૦ |
| સીકયુરીટીના વેચાણથી થયલો નફો | ૧૫,૫૯૫ | ભાડું ( સમારકામનો ખર્ચ બાદ ) | ૬,૫૯૨ |
| | | મુડી પર વ્યાજ (સરખે હિસ્સે) | ૭,૫૦૦ |
| | | ભાગીદારોનો પગારઃ— | |
| | | પસ્તાકયા ૪,૮૦૦ | |
| | | પોપટલાલ ૩,૦૦૦ | |
| | | પાંડે ૨,૪૦૦ | ૧૦,૨૦૦ |
| | | સટામાં ખોટ | ૧૫,૦૦૦ |
| | | ચોખો નફો | ૧,૬૦,૮૯૦ |
| | રૂ. ૨,૭૯,૦૧૨ | | રૂ. ૨,૭૯,૦૧૨ |

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપલો ચોખો નફો. | ૧,૬૦,૮૯૦ | બાજુએ કાઢી મુકેલી રકમ (જનરલ રીઝર્વ) | ૪૪,૦૦૦ |
| | | સટ્ટા માટે બાજુએ કાઢી મૂકેલી રકમ (રીઝર્વ) | ૨૫,૦૦૦ |
| | | ભાગીદારોએ ખેંચેલી રકમઃ— | |
| | | પસતાકયા (૫/૧૦) | ૪૫,૯૪૫ |
| | | પોપટલાલ (૩/૧૦) | ૨૭,૫૬૭ |
| | | પાંડે (૨/૧૦) | ૧૮,૩૭૮ |
| | રૂ. ૧,૬૦,૮૯૦ | | રૂ. ૧,૬૦,૮૯૦ |

## સુપરટેક્ષની આંકણી માટે નફા નુકસાનનો હિસાબ.

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપલો ચોખો નફો | ૧,૬૦૮૯૦ | શરતનો નફો | ૧૪,૩૭૫ |
| હોસપીટાલને બક્ષીસ | ૨૫,૦૦૦ | સીકયુરીટીના વેચાણનો નફો | ૧૫,૫૯૫ |
| ઈન્કમ ટેક્ષ | ૨,૦૦૦ | બાકી રહેલો ઇન્કમટેક્ષને પાત્ર નફો | ૧,૯૦,૬૨૦ |
| મુડી પર વ્યાજ | ૭,૫૦૦ | | |
| ભાગીદારોનો પગાર | ૧૦,૨૦૦ | | |
| સટાની ખોટ | ૧૫,૦૦૦ | | |
| | રૂ. ૨,૨૦,૫૯૦ | | રૂ. ૨,૨૦,૫૯૦ |

| | | | |
|---|---|---|---|
| ઉપલો નફો | ૧૯૦૬૨૦ | ભાગીદારોએ ખેંચેલી રકમ | ૯૧૮૯૦ |
| | | ઇન્કમટેક્ષને પાત્ર ૧/૧૦ નફો | ૧૯૦૬૨ |
| | | બાકી નફો જે ઉપર કર લાગુ પડે કે નહિ તે નીચે જુઓ | ૭૯૬૬૮ |
| | રૂ. ૧૯૦૬૨૦ | | રૂ. ૧૯૦૬૨૦ |

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ઉપલો બાકી નફો | ૭૯૬૬૮ | કાયદા પ્રમાણે છુટના | ૫૦૦૦૦ |
| | | બાકી નફો જે ઉપર સુપર ટેક્ષ લાગુ પડશે (કરને પાત્ર આવક) | ૨૯૬૬૮ |
| | રૂ. ૭૯૬૬૮ | | રૂ. ૭૯૬૬૮ |

| | | |
|---|---|---|
| પહેડીની કરને પાત્રની આવક | | ૨૯૬૬૮ |
| મુડી ઉપરનું વ્યાજ બાદ | ૭૫૦૦ | |
| ભાગીઆઓએ ખેંચેલી રકમ બાદ | ૧૦૨૦૦ | ૧૭૭૦૦ |
| વહેંચવાની આવક | ......... | રૂ. ૧૧૯૬૮ |

## ભાગીઆઓમાં કરને પાત્ર નફો વહેંચવાનું પત્રક.

| વિગત | પસતાકયા | પોપટલાલ | પાંડે | જુમલો |
|---|---|---|---|---|
| ઉપર મુજબ વહેંચવાનો નફો | ૫,૯૮૪ | ૩૫૯૦–૬–૫ | ૨૩૯૩–૯–૭ | ૧૧૯૬૮ |
| મુડીપર વ્યાજ | ૨,૫૦૦ | ૨૫૦૦–૦–૦ | ૨૫૦૦–૦–૦ | ૭૫૦૦ |
| ભાગીઆઓનો પગાર | ૪,૮૦૦ | ૩૦૦૦–૦–૦ | ૨૪૦૦–૦–૦ | ૧૦૨૦૦ |
| કરને પાત્રની આવક | રૂ. ૧૩૨૮૪ | ૯૦૯૦–૬–૫ | ૭૨૯૩–૯–૭ | ૨૯૬૬૮ |

ભાગીઆઓના ચાલુ ખાતામાં ઉપલી આવક ઉપરનો સુપર-ટેક્ષ કે જે રૂ. ૮૩૦–૪–૦, રૂ. ૫૬૮–૨–૫, રૂ. ૪૫૫–૧૩–૭ છે તે ઉધારવામાં આવશે. એ કર નીચે દેખડાવ્યા પ્રમાણે રૂપીએ એક આનાને હિસાબે ગણવામાં આવ્યો છે.

## સુપરટેક્ષની વહેંચણીનો કોઠો.

| | | | | |
|---|---|---|---|---|
| પસતાકયાને | રૂ. ૧૩૨૮૪–૦–૦ | ઉપર | રૂ. ૮૩૦—૪–૦ | ભરવાના. |
| પોપટલાલને | રૂ. ૯૦૯૦–૬–૫ | ,, | રૂ. ૫૬૮—૨–૫ | ,, |
| પાંડેને | રૂ. ૭૨૯૩–૯–૭ | ,, | રૂ. ૪૫૫–૧૩–૭ | ,, |
| પેઢીને | રૂ. ૨૯૬૬૮–૦–૦ | ,, | રૂ. ૧૮૫૪—૪–૦ | ,, |

જો કે પેઢીએ રૂ. ૧૮૫૪–૪–૦ નો સુપર ટેક્ષ રૂ. ૨૯૬૬૮ ની કરને પાત્રની આવક ઉપર ભર્યો છે તો પણ દરેક ભાગીઆને ફાળે તો ૫ : ૩ : ૨ ના પ્રમાણ પ્રમાણે નહિ પણ ઉપરના કોઠા પ્રમાણે તેઓના ફાળા ગણવામાં આવ્યા છે.

## (ઘ) એકલા માલેક અને વાર્ષિક આવક.

ઉદાહરણઃ–

ના.૩૨,સી.પી.ટેંક રોડવાલા હરિભાઈ મહેતાની આવકની વિગત નીચે પ્રમાણે છે, જે ઉપરથી સુપરટેક્ષનો વાર્ષિક પત્રક ( નમુના એ) પ્રમાણે બનાવો અને કેટલો કર એમને ભરવો પડશે તે પણ શોધો.

તેઓ રિલાયન્સ ઇનસ્યુરનસ કંપની લીમીટેડ, ૫૧) ગ્રીન સ્ટ્રીટ, કોટ, ના સેક્રટરી તરીકે વર્ષે રૂ. ૧૦૦૦ મેલવે છે. એઓ મોદી મેન્યુફેકચરીંગ લીમીટેડના ભાગીદાર છે. જેમાંથી તેમને વર્ષે રૂ. ૮૧૫ ( ઇનકમટેક્ષ બાદ કરવા પછી ) ડીવીડંડના મળે છે, પરેરા મિલ્સના રૂ. ૨૫૦૦૦૦ ડીબેનચર છે જેનું વ્યાજ ૬) ટકાને હિસાબે ઇનકમટેક્ષ બાદ મળે છે. વળી ૫ાા) ટકાના ઇનકમ-ટેક્ષથી નિરાળાં વૉર બોંડઝ રૂ. ૫૦,૦૦૦ સુધીના છે. પોતાના નવરા વખ-તમાં તેઓ વિમાના સલાહકાર તરીકે ૩૭૫, હોર્નબી રોડ ઉપર ધંધો કરે છે, જેમાંથી કરને પાત્ર આવક રૂ. ૧૩૨૭૮ ની છે.

તેવણ રંગુનની મોદી માસ્તરની કંપનીના એક ભાગીઆ છે જેમાંથી નફા માટે ચોકસ ટકા ( કે જે એમની મુડી ઉપર વ્યાજ ગણાય છે તે ) પેઢીના નફા ઉપર ચાલુ ફેરફાર પ્રમાણે મલે છે, અને છેલા વર્ષનો એવો નફો રૂ. ૯,૬૦૦ (ઇનકમટેક્ષથી નિરાળો ) મળ્યો છે. નેશનલ બેંક ઓફ ઇંડીયાએ એમને ખાતે રૂ. ૩૭૯ વ્યાજના જમે પાડ્યા છે.

એમની એક ઘરની મીલકત સીવરી રોડ ઉપર છે, જેનું વાર્ષિક ભાડું રૂ. ૧૫૮૨૦ છે અને તે ઉપર બાદ કરવામાં આવતી છુટ રૂ. ૩૭૫૨ ની છે. વળી બરોડા સ્ટેટ તરફથી એક રીટાયર્ડ હેડ માસ્તર

તરીકે વર્ષે રૂ. ૫૦૦૦ વર્ષાસનના મલે છે. તેઓ મુંબઈની યુનીવર્સિટીના સંસ્કૃતના પરિક્ષક છે. અને ગયે વર્ષે તેના લવાજમ તરીકે રૂ. ૧૯૦૦ મળ્યા છે. નવસારી એસ્યુરંસ સોસાયટી લીમીટેડના એક ડીરેકટર હોવાથી અને ગયે વર્ષે સઘળી માસીક સભાઓમાં હાજરી આપવાથી વર્ષે રૂ. ૨૪૦ મળ્યા છે. એકત્ર કુટુંબની આવકમાં એમનો ભાગ રૂ. ૨૭૫૬–૪–૦ (ઇનકમટેક્ષ બાદ) મળે છે. તવડીમાં એમની જીંદગી સુધીના એક ખેતરના ભાડુત છે જેમાની ઉપજમાંથી એમનો ચોખો નફો રૂ. ૬૮૯) મલે છે. માહીમમાં એક જમીનનો ટુકડો છે જે તાડીના કામમાં વપડાય છે તેના વર્ષે રૂ. ૫૦) મળે છે. એમનો જીન્દગીનો વિમો ફ્રેંકો ઇંડીઆ ઇન્શુઅરન્સ કંપનીમાં છે, જેનું વાર્ષિક પ્રિમીયમ રૂ. ૧૫૭૨ ભરાય છે.



## (ક) સુપરટેક્ષનું વાર્ષિક પત્રક (નમુના એ. પ્રમાણે.)

| આવકના સાધન. | આવકની રકમ. | રીમાર્ક. |
|---|---|---|
| ૩૧ મી માર્ચ ૧૯૧૮ ની તારીખે પુરાં થતાં વર્ષમાં હેથળના સદરો નીચે થએલી આવક:— | | |
| ૧. પગાર, રોજ, વર્ષાસન, પેન્શન વગેરે. સેક્રેટરી તરીકેનો પગાર | ૧૨૦૦૦ | રૂપીએ ૯) પાઇને હિસાબે ટેક્ષ કપાયલો |
| ૨. જોઈંટ સ્ટોક કંપનીના ડીવીડંડો. મોદી મેન્યુફેક્ચરીંગ કમ્પનીના શેર | ૧૯૩૬ | કર બાદ કર્યા વગરનું ડીવીડંડ |
| ૩. સીક્યુરીટીનું વ્યાજ. ૬ ટકાના પરેશ મીલ્સ ડીબેન્ચર | ૧૫૦૦૦ | કર બાદ કર્યા |
| ૫॥ ટકાના વોર બોંડઝ | ૨૭૫૦ | વગરનું વ્યાજ |
| ૪. બીજા કાંઇ આવકના સાધનઃ— | | |
| (ક) ધંધો અથવા વેપાર | | |
| વિમાના સલાહકાર તરીકે થતી આવક | ૧૩૨૭૮ | ૩૭૫, હોર્નબી રોડ ઉપર |
| (ખ) ભાગીઆ તરીકે અથવા એવા બીજા સાધનોથી થતી આવકઃ— | | |
| મોદી, માસ્તરની કમ્પનીની પેઢીમાં | ૯૬૦૦ | ભાગીઆ તરીકે |
| (ગ) ગીરો, કરજના નાણાં, બેંકના બાંધી મુદતના તથા ચાલુ ખાતાં ડીબેન્ચરો વગેરેનું વ્યાજઃ— | | |
| નેશનલ બેંકના ચાલુ ખાતાના | ૩૭૯ | વ્યાજ જમે પાડેલું |
| (ઘ) ઘરોની મીલકતથી ઉપજતી આવક. ૩૨, સીવરીરોડ ઉપરની ઘરની ચોખ્ખી આવક | ૧૨૦૬૮ | વાર્ષિક ભાડું. |
| (ચ) બ્રિટિશ હિન્દુસ્તાનની બહાર થતી આવક, જે હિન્દુસ્તાનમાં મળતી હોય તે. બરોડા સ્ટેટ તરફથી મળતુ વર્ષાસન | ૫૦૦૦ | રિટાયર્ડ હેડ માસ્તર તરીકે |
| (છ) બીજી રીતનો કોઇ પણ નફોઃ— | | |
| પરિક્ષક તરીકેનું લવાજમ | ૧૫૦૦ | મુમ્બઈની યુનીવર્સિટીના સંસ્કૃતના પરીક્ષક |
| (જ) આ પત્રકમાં બીજી કોઇ જગ્યાએ બતાવ્યો નહિ હોય એવો કોઇ પણ રીતની લેવડદેવડથી થતો નફો | | |
| ડાયરેકટરની ફી | ૨૪૦ | નવસારી એશ્યુરન્સ સોસાયટી લીમીટેડ. |
| (ઝ) એકત્ર કુટુંબની આવકમાનો ભાગ. લોનથી ઉપજતી (કુલે) આવક | ૨૯૪૦ | ચોખ્ખા આવક રૂ. ૨૭૫૬–૪–૦ |
| એકંદર કુલ રકમ | રૂ. ૭૭,૦૯૧ | |

સદરહુ વર્ષ દરમ્યાન જીંદગીના વિમાના ભરેલાં કુલ પ્રિમીયમો રૂ. ૧,૫૭૨.

૨. કોઈ પણ પેઢીના ભાગીઆ તરીકે થતા નફાનો વધતો ખુલાસો.

## એકરાર નામું.

| માણસનું, પેઢીનું, કમ્પનીનું, સીનડીકેટનું | | નફામા સેંકડે કેટલા ટકા ભાગ | કુલે રકમ |
|---|---|---|---|
| નામ. | ઠેકાણું. | | |
| મોદી માસતરની કંપની | ૨૭ મી લેન રંગુન | રૂ. ૧,૨૦,૦૦૦ ઉપર ૮ ટકાને હિસાબે. | ૯૬૦૦ |

## એકરાર નામું.

હું, હરિભાઇ નરસિંહ મહેતા, એકરાર કરૂં છું કે આ પત્રકમાં આપેલી માહિતી ખરી છે. તેમાં જણાવેલી દરેક સાધનોથી થયેલી આવક ખરેખરી રીતે ગણેલી છે, તેમાં જણાવેલી મુદતની તે ખરેખરી આવક છે, અને મને એ ઉપરાંત આવકનું બીજું કાંઇ પણ સાધન નથી. આમાં લખેલી આવક તારીખ ૩૧ મી માર્ચ ૧૯૧૮ ને દિને પુરાં થતાં વર્ષમાં થયેલી છે.

તા. ૨૩ મી સપટેમ્બર ૧૯૧૮.

સહી હરિભાઈ નરસિંહ મહેતા.

## (ખ) સુપરટેક્ષની આંકણી માટે બનાવેલું આવકનું પત્રક.

### (એ) એકંદર આવક જે ઉપર કર લેવાઈ ગયો હોય અને જે કરથી નિરાળી હોય.

| | |
|---|---|
| ૧. સેક્રેટરી તરીકેનો પગાર | રૂ. ૧૨૦૦૦ |
| ૨. મોદી મેન્યુ. કમ્પનીનું ડીવીડંડ | ૧૯૩૬ |
| ૩. પરેરા મીલ્સના ૬) ટકાના વ્યાજના ડીબેન્ચરમાંથી | ૧૫૦૦૦ |

| | | |
|---|---|---|
| ૪. પા ટકાના કરથી નિરાળા વોર બોંડનું વ્યાજ | ૨૭૫૦ | |
| ૫. મોદી, માસ્તર કમ્પની તરફથી વ્યાજ | ૯૬૦૦ | |
| ૬. એકંદર કુટુંબની લોનનું વ્યાજ | ૨૯૪૦ | ૪૪૨૨૬ |

(બી) **કર નખાયા વગરની આવકઃ—**

| | | |
|---|---|---|
| ૧. વિમાના સલાહકાર તરીકે થયલી ચોખી આવક. | રૂ. ૧૩૨૭૮ | |
| ૨. બેંકના ચાલુ ખાતાં ઉપરનું વ્યાજ | ૩૭૯ | |
| ૩. ઘરની મીલકતમાંથી ચોખી આવક | ૧૨૦૬૮ | |
| ૪. બરોડા સ્ટેટ તરફનું વર્ષાસન | ૫૦૦૦ | |
| ૫. પરીક્ષક તરીકેનું લવાજમ | ૧૯૦૦ | |
| ૬. ડાયરેકટરની ફી | ૨૪૦ | ૩૨૮૬૫ |
| | એકંદર કુલે આવક | ૭૭૦૯૧ |

**કાયદાથી કેટલીક રકમો બાદ થઈ શકેઃ—**

| | |
|---|---|
| ૧ જીંદગીના વિમાનું પ્રિમીયમ | ૧૫૭૨ |
| કુલે ચોખી આવક | ૭૫૫૧૯ |
| **કાયદા પ્રમાણેની છુટના** | ૫૦૦૦૦ |
| કરને પાત્ર આવક | ૨૫૫૧૯ |

હરિભાઈ રૂ. ૨૫૫૧૯ ઉપર રૂપીએ એક આનાને હિસાબે રૂ. ૧૫૯૪—૧૫ સુપરટેક્ષ ભરશે.

(ચ) **સુપર ટેક્ષથી બચવા તથા ભરેલી રકમ મજરે લેવા બાબદ.**

કેટલાકનું કહેવું એવું છે કે પેઢીઓએ અને કમ્પનીએ પોતાના નફા ઉપર ટેક્ષ લાગુ પડતો અટકાવવાને માટે સઘળો નફો ભાગીદારોને વહેંચી આપવો જોઈએ. એવી પેઢી અથવા કમ્પની એક મંડળી તરીકે પોતાની ઉપર લાગુ પડતો કર અટકાવી શકશે,

પણ એવી પેઢી અથવા કમ્પનીના દરેક ભાગીઆઓને, એવી રીતથી થયલા નફાનો હિસાબ જ્યારે તેઓ પોતાની અંગત આવક ઉપરના કરને માટે પત્રક ( નમુના (એ) પ્રમાણે ) ભરશે ત્યારે, આપવો પડશે, અને એવી રીતે તે નફાને કર લાગુ પડશે.

કેટલીક વખતે કેટલાક ભાગીઆઓની અંગત આવક રૂ. ૫૦૦૦૦ અથવા તેથી ઓછી હોય ત્યારે તેઓને સુપરટેક્ષ લાગુ પડતો નથી. અથવા અગાઉથી ભરેલી રકમ મજરે લઇ શકે છે, જે નીચે જણાવેલા દાખલા ઉપરથી માલમ પડશે.

**(૧) જ્યાં એક પેઢી સુપર ટેક્ષ ભરે, પણ તેના કેટલાક ભાગીઆઓ કરથી મુકત થવાની અથવા ભરેલો કર પાછો માગવાની અરજી કરેઃ—**

એ. બી. અને સી. ભાગીદારીમાં ધંધો કરે છે અને તેઓના નફા નુકસાનીનું પ્રમાણ ૩: ૨ : ૧ પ્રમાણે છે, તેઓ મુડી પર વ્યાજ લેતા નથી, તથા તેઓને કાંઇ પણ પગાર મળતો નથી. પેઢીનો કરને પાત્રનો નફો ( ૧૯૧૮–૧૯ ના ઇનકમટેક્ષને માટે ) રૂ. ૨૨૭૫૮૦ તેઓની બાહાલીથી કલેકટરે ઠેડવ્યો છે.

ગયા વર્ષના નફામાંથી ત્રણે ભાગીઆઓએ રૂ. ૭૨૦૦૦, રૂ. ૪૮૦૦૦ અને રૂ. ૨૪૦૦૦ પોતપોતાના હિસ્સાના ખેંચ્યા છે.

" એ"નું ગીરગાંમમાં એક પોતાનું ઘર છે, જેની ચોખી આવક રૂ. ૩૮૨૮ છે. " બી " પાસે સીટી મેન્યુફેકચરીંગ કમ્પની લીમીટેડના ૧૦) શેર છે, જેનું ચોખું ડીવીડંડ રૂ. ૨૧૦૦ મળે છે. "સી" પાસે ૫ ટકાની ( કરથી નિરાળી ) વૉર લોન રૂ. ૫૦૦૦૦ ની છે. અને વળી એકત્ર કુટુંબની લોનમાંથી રૂ. ૬૦૦ ચોખું વ્યાજ મળે છે, જેમાંથી રૂ. ૫૦૦ એના કુટુંબના નિભાવ માટે વપડાય છે.

"એ," " બી," અને " સી " એ પોતાની જીંદગીનો વિમો A I ઈન્શ્યુઅરન્સ કંપનીમાં ઉતરાવ્યો છે, જેનું વાર્ષિક પ્રિમીયમ તેઓ પોતપોતાના હિસ્સાનું ( એટલે રૂ. ૧૩૦૦૦, રૂ. ૩૦૦ અને રૂ. ૧૩૦૦) ભરે છે. તેઓનું બીજું કાંઇ પણ આવકનું સાધન નથી.

પેઢીને સુપરટેક્ષ કેટલો ભરવાનો તથા દરેક ભાગીઆઓને કેટલો ભરવાનો અથવા અગાઉથી ભરેલી રકમ કેટલી પાછી માંગવાની તે શોધી કાઢો.

(ક) પેઢીનું કરનું પત્રક.

| | |
|---|---|
| ઈનકમટેક્ષને પાત્ર નફો | રૂ. ૨૨૭૫૮૦ |
| ભાગીઆઓએ ખેંચેલી નફાની રકમ બાદ | રૂ. ૧૪૪૦૦૦ |
| સુપરટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | ૮૩૫૮૦ |

બાદ કાયદા પ્રમાણે બાદ થાય એવી રકમો:—

| | | |
|---|---|---|
| ૧. કાયદા પ્રમાણેના છુટના | રૂ. ૫૦૦૦૦ | |
| ૨. ઈનકમટેક્ષને પાત્ર નફાનો $\frac{1}{10}$ ભાગ | રૂ. ૨૨૭૫૮ | |
| | | ૭૨૭૫૮ |
| | કરને પાત્ર આવક | રૂ. ૧૦૮૨૨ |

પેઢીને રૂ. ૧૦૮૨૨ ઉપર રૂપીએ એક આનાને હિસાબે રૂ. ૬૭૬–૬–૦ સુપરટેક્ષ ભરવો પડશે, અને "એ" ના ચાલુ ખાતામાં રૂ. ૩૩૮–૮, "બી" ના ખાતામાં રૂ. ૨૨૫–૭–૪ અને "સી" ના ખાતામાં રૂ. ૧૧૨–૧૧–૮ ઉધરાશે.

(ખ) "એ"નું પત્રક.

| | |
|---|---|
| પેઢીમાંથી ખેંચાયલો નફો | રૂ. ૭૨૦૦૦ |
| ઘરની મીલકતમાંથી ચોખી આવક | ૩૮૨૮ |
| | રૂ. ૭૫૮૨૮ |
| જીંદગીના વિમાનું પ્રિમીયમ બાદ ( રૂ. ૭૫૮૨૮ નો $\frac{1}{6}$ ભાગ ) | ૧૨૬૫૮ |
| સુપરટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | ૬૩૧૭૦ |
| કાયદાથી મળેલી છુટના બાદ | ૫૦૦૦૦ |
| કરને પાત્રની આવક | રૂ. ૧૩૧૭૦ |

"એ"ને રૂ. ૧૩૧૭૦ ની આવક ઉપર રૂપીએ એક આનાને હિસાબે રૂ. ૮૨૩–૨ નો સુપરટેક્ષ ભરવો પડશે.

(ગ) "બી" નું પત્રક.

| | |
|---|---|
| પેઢીમાંથી ખેંચાયલો નફો | ૪૮૦૦૦ |
| શેરનું ડીવીડંડ (કર બાદ કર્યા વગર) | ૨૨૪૦ |
| | ૫૦૨૪૦ |
| જીંદગીના વિમાનું પ્રિમીયમ બાદ | ૩૦૦ |
| સુપરટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | રૂ. ૪૯૯૪૦ |

"બી"ને સુપર ટેક્ષ ભરવો નહિ પડશે કારણુ કે એની ચોખી આવક રૂ. ૫૦૦૦૦ થી વધતી નથી.

(ઘ) "સી" નું પત્રક.

| | | |
|---|---|---|
| પેઢીમાંથી ખેંચાયલો નફો | ૨૪૦૦૦ | |
| વૉરલોનનું વ્યાજ | ૨૫૦૦ | |
| એકત્ર કુટુંબની આવક | ૬૪૦ | ૨૭૧૪૦ |
| બાદ છુટનાઃ— | | |
| (૧) જીન્દગીના વિમાનું પ્રિમીયમ | ૧૩૦૦ | |
| (૨) કુટુંબ પર ખર્ચાયલી રકમ | ૫૦૦ | ૧૮૦૦ |
| સુપરટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | | રૂ. ૨૫૩૪૦ |

"સી" પણુ એવીજ રીતે સુપરટેક્ષમાંથી મુક્ત થશે, કારણુ કે તેની કુલ આવક રૂ. ૫૦૦૦૦ થી વધુ નથી.

**(૨) જ્યારે પેઢી સુપરટેક્ષ આપવાને બદલે નફાનો મોટો ભાગ ભાગીઆઓમાં વ્હેંચી આપે છે, પણુ તે દરેક ભાગીઆએ પોતાની અંગત આવકના કરના પત્રકમાં ભરવો પડે છેઃ—**

"એકસ," "વાઈ," અને "ઝેડ" એક પેઢીમાં ભાગીઆ છે અને તેઓને સરખે હિસ્સે નફો નુકસાન વહેંચી લેવાનો છે. તેઓ પોતાની મુડી પર વ્યાજ ગણતા નથી તથા ભાગીઆ તરીકેનો કાંઇ પણ પગાર લેતા નથી. પેઢીનો ૧૯૧૭ નો નફો રૂ. ૧૮૫૭૫૦ નો છે જે ઉપર ઈનકમટેક્ષ અપાઈ ચુકયો છે. તેઓએ ૧૯૧૭ નો નફો જે રૂ. ૬૦૦૦૦ નો દરેકને ભાગે આવ્યો તે વહેંચી લીધો અને બાકીના રૂ. ૫૦૦૦ જનરલ રીઝર્વ ખાતામાં બાજુ કાઢી મુકયા.

"એકસ" એ., બી, સી, એન્ડ કમ્પનીનો ડીરેકટર છે, જેની વાર્ષિક ફી રૂ. ૧૮૦ ની મળે છે. એની જીન્દગીનો વીમો કોનસીએ નશીયસ લાઇફ ઈન્સ્યુરંસ કમ્પની લીમીટેડમાં ઉતરાવ્યો છે જેનું પ્રિમીયમ વાર્ષિક રૂ. ૬૭૫ નું છે. "વાઇ"ની પાસે ૩॥ ટકાની ગવર્મેન્ટ પ્રોમીસરી નોટ રૂ. ૧૦૦૦૦ ની છે, જેની ઉપર ચોખું વ્યાજ રૂ. ૩૨૮–૨ મળે છે. "ઝેડ" પાસે કોલાબે એક નાનો બંગલો છે જેની ચોખી આવક રૂ. ૧૩૧૭ ની છે. પેઢીની સુપર ટેક્ષને પાત્ર આવક ૧૯૧૮--૧૯ માટેના સાલની શોધી કાઢો તથા દરેક ભાગીઆઓને કેટલો કર ભરવો પડશે તે શોધી કાઢો. તેઓના કાંઈ પણ બીજા આવકના સાધન નથી.

(ક) **પેઢીનું કરનું પત્રક.**

| | |
|---|---|
| ઈનકમટેક્ષ બાદ કર્યા વગરનો કુલે નફો | ૧૮૫૭૫૦ |
| ભાગીઆઓએ ખેંચેલો નફો બાદ | ૧૮૦૦૦૦ |
| સુપરટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | રૂ. ૫૭૫૦ |

પેઢીની કુલે ચોખી આવક રૂ. ૫૦૦૦૦ થી વધતી નથી તેથી તેને કાંઇ પણ સુપરટેક્ષ ભરવો પડશે નહિ.

(ખ) **"એક્ષ"નું પત્રક.**

| | |
|---|---|
| પેઢીમાંથી ખેચેલો નફો | ૬૦૦૦૦ |
| ડીરેકટરની ફી | ૧૮૦ |
| | ૬૦૧૮૦ |

| | |
|---|---|
| જીંદગીના વિમાનું પ્રિમિયમ બાદ | ૬૭ |
| સુપર ટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | ૫૯૫૦ |
| કાયદા પ્રમાણેની છુટના બાદ | ૫૦૦૦૦ |
| કરને પાત્ર આવક | રૂ. ૯૫૦ |

" એક્ષ " ને એક રૂપીએ એક આનાને હીસાબે રૂ. ૯૫૦૫ ઉપ
રૂ. ૫૯૪–૧ નો સુપર ટેક્ષ ભરવો પડશે.

### (ગ) "વાઇ" નું પત્રક.

| | |
|---|---|
| પેઢીમાંથી ખેચેલો નફો | ૬૦૦૦૦ |
| ગવરમેંટ પ્રૉમિસરી નોટનું વ્યાજ (કુલે) | ૩૫૦ |
| સુપરટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | ૬૦૩૫૦ |
| કાયદા પ્રમાણેની છુટના બાદ | ૫૦૦૦૦ |
| કરને પાત્ર આવક | રૂ. ૧૦,૩૫૦ |

" વાઇ "ને પણ એ રીતે રૂ. ૬૪૫-૧૪ નો સુપર ટેક્ષ ભરવો પડશે

### (ઘ) "ઝેડ" નું પત્રક.

| | |
|---|---|
| પેઢીમાંથી ખેંચાયલો નફો | ૬૦૦૦૦ |
| ઘરની મીલકતમાંથી ચોખી આવક | ૧૩૧૯ |
| સુપર ટેક્ષ ભરવો કે નહિ તે માટેનો નફો | ૬૧૩૧૯ |
| કાયદા પ્રમાણેની છુટના બાદ | ૫૦૦૦૦ |
| કરને પાત્ર આવક | રૂ. ૧૧૩૧૯ |

"ઝેડ" ને પણ એવીજ રીતે રૂ. ૭૦૭–૫ નો સુપર ટેક્ષ ભરવો પડશે.

# ઍક્સેસ પ્રૉફીટસ ડ્યુટી.

## § ૧ ડ્યુટીની શરૂઆત.

ઈસ્વી સન ૧૯૧૮ ના સપટેમ્બર મહીનામાં હિન્દુસ્તાનની શહેનશાહી ધારાસભામાં, લશકર ઉભૂં કરવા માટે નાણુંની મદદ આપવાની માગણીની દરખાસ્ત મુકતાં, સર વીલ્યમ માયરે સમજણ આપી કે જો લડાઇ સને ૧૯૨૦ ના માર્ચ મહીનાથી વધારે લંબાશે (તે વખતે ધારેલી તારીખ પ્રમાણે) તો આપણે અડસટેલો ફાળો વધુ થવા જશે. પણ બીજા હાથ ઉપર લડાઈ જલ્દી પુરી થશે, તો હિન્દુસ્તાનની આવક ઉપરનો બોજો પણ કમતી થશે.

હવે જયારે લડાઇ પુરી થઈ છે, તો આપણે આશા રાખીશું કે ઉપલા ખરચને માટે જોઈતી રકમ ઓછી કાઢવી પડશે અને તે રકમ કાઢવાને માટે હીન્દુસ્તાનની સરકારને એકસેસ પ્રૉફીટસ ડ્યુટી નાખવી પડી હતી, જેનો અર્થ "લડાઇને લીધે ઉપજેલા વધારાના નફા ઉપરની જગાત" થાય છે. એ કરને લગતાં બીલને તા. ૨૦ મી માર્ચ ૧૯૧૯ ના દીવસે મંજુરયાત મળી હતી. અને તે તા. ૧ લી એપ્રીલ ૧૯૧૯ થી અમલમાં મુકવામાં આવ્યું હતું. એ બીલની શરતો પ્રમાણે, તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ના દીવશે આખર થતાં (અથવા તા. ૧ લી એપ્રીલ ૧૯૧૮ અને તા. ૩૧મી માર્ચ ૧૯૧૯ ની વચમાનાં કોઇપણ દીવસે ઈન્કમટેક્ષ માટેના પુરા થતાં) સાલના નફા ઉપરજ હાલ તુરત તો એ કર નાખવામાં આવશે. અને તે કર બીજું એક વર્ષ વધારે લંબાવવો યા નહીં તેનો આધાર લડાઇના બીજા ખર્ચો ઉપર રહેશે.

## § ૨ એકટનું લાગુ પડવું તથા હિસાબ તૈયાર કરવાની મુદત.

આ એકટ, તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ના દીવસે પુરા થતાં બાર મહીના દરમ્યાન, બ્રિટીશ હિંન્દુસ્તાનમાં કોઈપણ શખસથી

ચલાવવામાં આવતા થોડા અપવાદ સીવાય દરેક ધંધા, વેપાર, હુન્નર વિગેરેને લાગુ પડે છે. જો તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ના દીવસે હિસાબ બંધ થતો ન હોય, તો તે તારીખ પહેલાં કોઇ પણ તારીખે પુરા થતાં વર્ષના (સને ૧૯૧૯ ના ઇન્કમટેક્ષ એકટના માટે) ધંધા રોજગારનો હીસાબ તૈયાર કરવામાં આવ્યો હોય તે મુજબ. જેમ કે દીવાલીપર બંધ થતા ચોપડા માટે સંવત ૧૯૭૪ ના આસોવદ અમાસ મુધીના તૈયાર કીધેલા હિસાબ મુજબ નફો ગણવામાં આવશે.

જો કોઇ શખસ તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ના દીવસ અગાઉ હિસાબ બંધ કરતો હોય, અને પોતાનાં પુરા થતાં વર્ષથી તે તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ સુધીનો હિસાબ પણ ઉપલા હિસાબમાં ઉમેરવા માગતો હોય તો તે બેઉ હિસાબો મુજબ નફો એકત્ર કરી તે ઉપર બાર મહીનાનું પ્રમાણ કાઢી શકે. જેમ કે, જો ચોપડા તા. ૩૧ મી ડીસેમ્બરે બંધ થતા હોય તો તે શખસને બે મુદતના હિસાબો કાઢવા પડે. એટલે એક હિસાબ એક વર્ષનો તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૮ સુધીનો અને બીજો ત્રણ માસનો તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ સુધીનો. એ બન્ને હિસાબો ભેગા કરીએ તો બધો મળી પંદર મહીનાનો નફો કાઢેલો કહેવાય. પછી તેનું ૧૨) મહીનાનું પ્રમાણ કાઢવું હોય તો તે નફાને બારએ ગુણી પંદરએ ભાંજવા જોઇએ. તેમજ કોઇ શખસ ૩૦ મી જુને ચોપડા બંધ કરતો હોય, અને તે પોતાના હિસાબને તા. ૩૧ માર્ચ ૧૯૧૯ સુધી લંબાવવા ચાહે તો તે ૨૧) મહીનાનો (૩૦ મી જુન ૧૯૧૮ સુધી બાર મહીના અને ત્યાર પછીથી ૩૧ મી માર્ચ ૧૯૧૯ સુધીના નવ મહીના) હિસાબ કાઢી તેને બારએ ગુણી તથા એકવીસએ ભાંજીને બાર મહીનાનું પ્રમાણ લઇ શકે.

## § ૩ ડયુટીમાંથી મુકત કરેલા ધંધા રોજગારો.

(ક) ખેતીવાડીથી આવક થતી હોય તેવો ધંધો.

(ખ) કોઈપણ નોકરી, ચાકરી અથવા ઓધો જેથી અમુક ચોક્કસ આવક ઉપજે.

(ગ) એવો ધંધો કે જેની આવક કોઇપણ શખસની અંગત યોગ્યતા ઉપર મુખ્યતવે કરીને આધાર રાખતી હોય, અને જેમાં ઘણી મૂડી રોકવાની જરૂર ન હોય. પણ એ આવકમાં કોઇપણ જાતના અનિશ્ચિત કમીશન વીગેરેનો સમાવેશ થતો નથી.

(ઘ) જે ધંધો વેલાતમાં ડયુટી આપવાને પાત્ર હોય.

(ઙ) જે ધંધાનો નફો હિસાબ ગણવાની મુદ્દત દરમ્યાન રૂ. ૩૦,૦૦૦) કરતાં વધુ ન હોય.

## § ૪ વધારાનો નફો ( એકસેસ પ્રૉફીટસ ) તથા સુપરટેક્ષ.

હિસાબ તૈયાર કરવાની મુદ્દત કરમ્યાન થએલો નફો "ઠરાવેલા નફા" કરતાં જેટલો વધુ થાય તેટલા વધારાના નફા ઉપર ૫૦) ટકા ( એટલે વધારાના નફાનો અરધો ભાગ ) ની ડયુટી નાખવામાં તથા વસુલ કરવામાં આવશે.

**નોટ**--(ક) નીચલા ધંધાંમાં ૫૦) ટકાને બદલે ઓછી ડયુટી લેવામાં આવશે:—

| | |
|---|---|
| (૧) ટેલીફોન કમ્પની માટે | ૪૦) ટકા |
| (૨) કાગળ બનાવવા (પેપર મીલ્સ) ના ધંધામાટે. | ૨૦) ,, |
| (૩) મેગ્નીઝયમ કલોરાઈડ બનાવવાના ધંધામાટે | ૨૦) ,, |

(ખ) વધારાના નફાનો જે ભાગ ( ડયુટી ) સરકારને આપવામાં આવશે, તે ઉપર ઇન્કમટેકસ લાગુ નહીં પડશે, જેથી કરીને ૩૧ મી માર્ચ ૧૯૨૦ ના દીવસે આખર થતાં વર્ષમાં ઇન્કમટેક્ષને પાત્રના નફામાંથી છુટની રકમ તરીકે મજરે આપવામાં આવશે. ( જુવો ઉદાહરણ "ડી".)

જે ધંધામાં નફો એવો હોય કે જેથી વધારાના નફા ઉપરનો કર તથા સુપરટેક્ષ બેઉ લાગુ પડી શકે, તેવા સંજોગમાં વધારાના નફા ઉપરનો કર અથવા સુપરટેક્ષ, એ બેમાંથી જે વધારે હશે તેજ ફક્ત લેવામાં આવશે. (જુવો ઉદાહરણ "ડી".)

## § ૫ ઠરાવેલો નફો (સ્ટૅન્ડર્ડ પ્રૉફીટસ.)

( એ ) કોઈપણ ધંધા રોજગારનો ઠરાવેલો નફો નીચે મુજબનો છે—

(ક) હિસાબ તૈયાર કરવાની મુદતની આખરે ધંધા રોજગારની જે મુડી વિદ્યમાન હોય તે મુડીના સેંકડે ૧૦) ટકાના દરે, અથવા ૧૦) ટકા કરતાં ઓછો નહિ એવો ઠરાવવામાં આવે તે દરે ગણેલી રકમ; અને એવે પ્રસંગે, ધંધા રોજગારની મુડી હવે પછી આવતી કલમ ૬ ડીના ઠરાવો અનુસાર નક્કી કરવામાં આવશે.

પણ નીચલા ધંધામાં ૧૦) ટકાને બદલે વધુ ટકા ગણવામાં આવશે.

| | |
|---|---|
| (૧) સીમીટ બનાવવાના (સીમેંટ વર્કસ) ધંધામાટે | ૧૨) ટકા. |
| (૨) કેળવેલી ખાલ તથા ચામડાંના ( ટેન્ડ હાઇડસ એન્ડ સ્કીન્સ ) ધંધામાટે | ૧૨) ,, |
| (૩) કોલસાની ખાણ ( કોલ્યરીઝ ) માટે | ૧૩) ,, |
| (૪) લોખંડની ખાણ ( આયર્ન એન્ડ સ્ટીલ કમ્પનીઝ ) માટે | ૧૪) ,, |

અથવા

(ખ) સદરહુ ધંધા રોજગારની બાબતમાં જે શખસને વધારાના નફાનો કર આપવાનો હોય તે શખસની મુનસફી મૂજબઃ—

(૧) જો સને ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષમાં, તે વર્ષોમાં અમલમાં હોય તે આવક ઉપરના કર બાબતના એકટના કારણો સારૂ, સદરહુ ધંધા રોજગારનો નફો આકારવામાં આવ્યો હોય તો,–એવી રીતે આકારેલો કુલ અરધો નફો, તથા સદરહુ ધંધા રોજગારના મીલકતના ભાગ તરીકેની સીકયુરીટીઓપરનું, તે વર્ષોમાં જો કાંઇ વ્યાજ મલ્યું હોય તો તે વ્યાજનું, અરધું વ્યાજ, અથવા

(૨) જો સને ૧૯૧૩ તથા ૧૯૧૪ એ વર્ષોમાં, અને સને ૧૯૧૫ ૧૯૧૬ તથા ૧૯૧૭ એ ત્રણ વર્ષોમાંના ફક્ત બે વર્ષોમાં, સદરહુ કારણો સારૂ, સદરહુ ધંધા રોજગારનો નફો આકારવામાં આવ્યો હોય તો,—એવી રીતે આકારેલો કુલ એક ચતુર્થાંશ નફો તથા સદરહુ ધંધા રોજગારની મીલકતના ભાગ તરીકેની સીક્યુરીટીઓપરનું, તે વર્ષોમાં જો કાંઈ વ્યાજ મળ્યું હોય તો તે વ્યાજનું, એક ચતુર્થાંશ વ્યાજ, અથવા

(૩) જો સને ૧૯૧૩, ૧૯૧૪, ૧૯૧૫, ૧૯૧૬ અને ૧૯૧૭ એ પાંચે વર્ષોમાં સદરહુ કારણો સારૂ, સદરહુ ધંધા રોજગારનો નફો આકારવામાં આવ્યો હોય તો સને ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષોમાં તથા સને ૧૯૧૫, ૧૯૧૬ અને ૧૯૧૭ માંના સદરહુ શખસ પસંદ કરે તેવા બે વર્ષોમાં આકારેલો કુલ એક ચતુર્થાંશ નફો અને સદરહુ ધંધા રોજગારની મીલકતના ભાગ તરીકેની સીક્યુરીટીઓ પરનું, તે વર્ષોમાં જો કાંઇ વ્યાજ મળ્યું હોય તો તે વ્યાજનું, એક ચતુર્થાંશ વ્યાજ.

પણ એવું ઠરાવ્યું છે કે ઠરાવેલો નફો નક્કી કરવા સારૂ કબુલ રાખેલા વર્ષોમાં, ધંધા રોજગારમાં રોકેલી સરેરાસ મુડી, હિસાબ તૈયાર કરવાની મુદતની આખરે એવી રીતે રોકેલી મુડીના કરતાં ઓછી અથવા વધારે હોય તો, પ્રસંગ પ્રમાણે, સદરહુ ઠરાવેલા નફામાં વધારો અથવા ઘટાડો કરવામાં આવશે અને તે વધારા અથવા ઘટાડાનું પ્રમાણ, એવી રીતે કબુલ કરેલા વર્ષોમાં એવી રીતે રોકેલી સરેરાસ મુડીનું એવી વધારેલી અથવા ઘટાડેલી મુડી સાથે જે પ્રમાણ હશે તેટલું ઠરાવેલા નફા સાથે હશે.

ઉદાહરણ:—

| | |
|---|---|
| ઠરાવેલો નફો (જુવો ઉદાહરણ એ.) | રૂ. ૧,૦૫,૦૦૦ |
| સને ૧૯૧૮ ની આખેરીએ મુડી | ,, ૮૦,૦૦૦ |

સને ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૪ અને ૧૯૧૫ ની આખેરીએ રૂ. ૬૦,૦૦૦ રૂ. ૫૦,૦૦૦); રૂ. ૭૦,૦૦૦) અને રૂ. ૧,૦૦,૦૦૦) ની અનુક્રમે મુડી હતી.

સરેરાસ મુડી = ૬૦,૦૦૦ + ૫૦,૦૦૦ + ૭૦,૦૦૦ + ૧,૦૦,૦૦૦ ÷ ૪ = રૂ. ૭૦,૦૦૦]

| મુડી | મુડી | વધારો | વધારો |
|---|---|---|---|
| ૭૦,૦૦૦ : | ૧,૦૫,૦૦૦ : : ૧૦,૦૦૦ : | | ૧૫,૦૦૦ |

ખરેખરો ઠરાવેલો નફો = ૧,૦૫,૦૦૦ + ૧૫,૦૦૦ = રૂ. ૧,૨૦,૦૦૦

ખુલાસોઃ—રોકેલી સરેરાસ મુડી નકકી કરવા સારૂ, કોઇપણ વર્ષમાં ધંધા રોજગારમાં રોકેલી મુડી, તે વર્ષની આખરે એવી રોકેલી મુડી છે. એમ ગણવામાં આવશે.

વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે જો સદરહુ વર્ષોમાના કોઈપણ વર્ષોમાં બાર મહીના કરતાં ઓછી મુદત સારૂ કર આકારવામાં આવ્યો હોય તો ઠરાવેલો નફો નકકી કરવાના કારણ સારૂ, એવી રીતે આકારેલો કર, પ્રમાણમાં વધારવામાં આવશે. (જુવો ઉદાહરણ "બી")

(બી) જો, સને ૧૯૧૩, ૧૯૧૪, ૧૯૧૫, ૧૯૧૬ અને ૧૯૧૭ એ વર્ષમાંના કોઈપણ વર્ષમાં, આવક ઉપરના કરમાટેની કોઇપણ તોડ જોડ અમલમાં હોય તો એવી તોડ જોડ પેટા કલમ (એ) ની રકમ (ખ) ના કારણો સારૂ, આકારેલો કર ગણાશે અને તે મુંજબ નફો નકકી કરવામાં આવશે;

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ ધંધા રોજગારની બાબતમાં જે કોઈ શખસને વધારાનો નફો આપવાનો હોય તે શખસને, એવી કોઈપણ તોડ જોડ હોવા છતાં, એવી તોડ જોડ કબુલ કરવામાં આવી ન હોત તો જેવી રીતે કર આકારવામાં આવતે તેવીજ રીતે ઠરાવેલો નફો નકકી કરવાના કારણો સારૂ કર આકારાવવાનો હક છે.

(સી) પેટા કલમો (એ) તથા (બી) માં દર્શાવેલું દરેક વર્ષ, જણાવેલા વર્ષમાં એપ્રીલ મહીનાની પહેલી તારીખથી શરૂ થતા ૧૨ મહીના ગણવામાં આવશે.

(ડી) આ કલમમાં ગમે તે મજકુર હોવા છતાં, સને ૧૯૧૮ ના ડીસેમ્બર મહીનાની ૩૧ મી તારીખ પછી મુડીમાં કરેલો કાંઈ પણ

વધારો, કોઈપણ પ્રસંગે ધ્યાનમાં લેવામાં આવશે નહી, અને તે તારીખ પહેલાંનો એવો કાંઈ પણ વધારો, વધારાના નફાનો કર આપવાનું ચુકવાના ઇરાદાથી અથવા ચુકવાય એવી રીતે સદરહુ વધારો કરવામાં આવ્યો છે એમ જણાય ત્યારે, અથવા જેટલેસુધી જણાય તેટલેસુધી, ધ્યાનમાં લેવામાં આવશે નહી.

## § ૬ મુડી નક્કી કરવા બાબત.

(૧) કોઈ ધંધા રોજગારની મુડીની રકમ, પૈસાની ન હોય તેટલે સુધી, હેઠલ લખ્યા પ્રમાણેની ગણવામાં આવશે, એટલેઃ-

(ક) ખરીદીથી મેળવેલી મિલકતની બનેલી હોય તેટલે સુધી, કીંમતના ઘટાડા માટેના અથવા ખરીદીના પૈસા ન આપ્યા માટેના કોઇપણ વાજબી ઘટાડાને પાત્ર, જે કીંમતે આ મિલકત મેળવી હોય તે કીંમતની,

(ખ) ધંધા રોજગારમાં થયેલા દેવાની મિલકતની બનેલી હોય તેટલે સુધી, સને ૧૯૧૮ ના ઈન્કમટેક્ષના ઍક્ટની રૂએ સદરહુ દેવાની બાબતમાં જે કોઈ ઘટાડો કરવા દેવામાં આવ્યો હોય અથવા કરવા દેવામાં આવે તેમ હોય તે ઘટાડાને પાત્ર, તે દેવાની નામની રકમની, અને

(ગ) ખરીદીથી ન મેળવી હોય એવી કોઈ બીજી મિલકતની બનેલી હોય તેટલે સુધી કિંમતના ઘટાડા માટેના કોઇપણ યોગ્ય ઘટાડાને પાત્ર, જે વખતે તે મિલકત ધંધા રોજગારની મિલકત થઈ હોય તે વખતની તેની કીંમતની;

પણ એવું ઠરાવ્યું છે કે, આ ઠરાવનો કોઇપણ મજકુર, ધંધા રોજગારમાં રોકેલા ( હિસાબ તૈયાર કરવાની મુદતમાં મેળવ્યા હોય તે શીવાયના ) એકઠા થયેલા નફાને મુડી તરીકે ગણવામાં બાધ કરશે નહી.

(૨) આ ઍક્ટના કારણો સારૂ મુડીની રકમ ગણતી વખતે કોઈપણ ઉછીના લીધેલા પૈસા અથવા વેપારને લગતું દેવું, બાદ કરવામા આવશે.

(૩) જ્યારે કોઇ મિલકત રોકડ નાણાં શીવાય બીજી રીતે આપવામાં આવી હોય ત્યારે, તે મીલકતની ખરીદ કીંમત, મીલકત મેળવવામાં આવી હોય ત્યારે અવેજની કીંમત તરીકે ગણવામાં આવશે, પણ જ્યારે ધંધો રોજગાર એક કમ્પનીમાં ફેરવી નાંખવામાં આવ્યો હોય અને સદરહુ કમ્પનીના ¾ કરતાં વધારે શેરો સદરહુ ધંધા રોજગારનો જે શખસ માલીક હતો તે ધારણ કરતો હોય ત્યારે, વિશિષ્ટ સંજોગોમાં કલેકટર બીજી રીતે ફરમાવે નહી તો તે શેર કમ્પનીની જંગમ મીલકત શિવાય પાઘડીના અથવા બીજી કોઈ રીતના હોય તેટલે સુધી તેની કાંઈ પણ કીંમત આંકવામાં આવશે નહીં. પેટન્ટો તથા છુપી વીધીઓ જંગમ મીલકત ગણાશે.

ઉદાહરણ— સરવાયુ, સંવત ૧૯૭૪ નું.

| | | | |
|---|---|---|---|
| મુડી | ૬૦,૦૦૦ | જમીન તથા ઈમારત | ૭૫,૦૦૦ |
| ડીબેન્ચર | ૨૦,૦૦૦ | સાંચા કામ | ૨૦,૦૦૦ |
| દેવું | ૧,૫૦૦ | સરસામાન | ૫૦૦ |
| ઘસાઇ માટે રીઝર્વ | ૧૨,૩૮૫ | સ્ટોક (માલ) | ૩,૫૦૦ |
| રીઝર્વ ફંડ | ૩,૦૦૦ | ઉઘરાણી (લેણું) | ૧,૫૦૦ |
| નફાનુકસાન ખાતું (નફો) | ૬,૪૯૦ | રોકડ પુરાંત | ૩,૮૭૫ |
| ૧૯૭૪ નો નફો | ૨,૦૦૦ | આગમચથી અપાયલા ખર્ચો | ૧,૦૦૦ |
| | રૂ. ૧૦૫,૩૭૫ | | રૂ. ૧૦૫,૩૭૫ |

મુડી કાઢવાની રીતઃ—

ખરેખરી મીલકતઃ—

| | | |
|---|---|---|
| જમીન તથા ઈમારત, સાંચાકામ, સરસામાન, સ્ટોક, ઉઘરાણી તથા રોકડ પુરાંત | ૧,૦૪,૩૭૫ | |
| બાદ ઘસાઈ ખાતાંના | ૧૨,૩૮૫ | ૯૧,૯૯૦ |

ખરેખરૂં દેવું તથા નફોઃ—

| | |
|---|---|
| ડીબેન્ચર તથા દેવું તથા નફો | ૨૩,૫૦૦ |
| ખરેખરી મુડી | રૂ. ૬૮,૪૯૦ |

**ખુલાસોઃ**–ટુંકમાં ચોખ્ખી (ઘસાઇ બાદ કરતાં) મીલકત, પુંજી વીગેરેના કુલ સરવાળો કરી તેમાંથી ચોખ્ખું દેવું તથા હિસાબ તૈયાર કરવાની મુદતમાં થએલો નફો બાદ કરતાં ખરેખરી મુડી ગણવામાં આવે છે.

## § ૭ ડયુટી વધુમાં વધુ કેટલી આપવી અને કેમ આપવી.

મજકુર કરની રકમ એવી કોઈ રકમથી વધારે ન હોવી જોઇએ, કે જે રકમથી કરીને હિસાબ તૈયાર કરવાની મુદત દરમ્યાન નો નફો રૂ. ૩૦,૦૦૦] કરતાં ઓછો થાય.

ઉદાહરણ–

| | |
|---|---|
| હિસાબ તૈયાર કરવાની મુદદત દરમ્યાનનો નફો | રૂ. ૩૪,૦૦૦] |
| ઠરાવેલો નફો (સ્ટૅન્ડર્ડ પ્રૅાફીટસ) | ૧૬,૦૦૦ |
| કરને પાત્ર નફો | રૂ. ૧૮,૦૦૦ |
| ડયુટી ટકા ૫૦] ને હિસાબે | રૂ. ૯,૦૦૦ |

રૂ. ૩૪,૦૦૦] ના નફામાંથી આ ડયુટી આપ્યા પછી બાકી નફો ફક્ત રૂ. ૨૫,૦૦૦] રહેશે, પણ જો ડયુટી રૂ. ૪૦૦૦ સુધી ભરી હોય તોજ નફો રૂ. ૩૦,૦૦૦ બાકી રહેશે, માટે વધુમાં વધુ ડયુટી રૂ. ૪,૦૦૦] આપી શકાય.

કોઇપણ ધંધા રોજગારના સંબંધમાં આપવાની વધારાના નફાના કરની રકમ કલેકટરે આકારવી અને તે, પોતાને યોગ્ય લાગે તેવા કોઇપણ પ્રસંગે પોતે ફરમાવે તેવા હપ્તામાં પોતે ફરમાવે તેવે વખતે, કરની રકમ આપવા દેવાને મુખત્યાર છે. મજકુર હપ્તેથી આપવાની રકમનો છેલ્લો હપતો તા. ૩૧ મી માર્ચ ૧૯૨૦ પહેલાં ભરી દેવો જોઇશે.

## § ૮ ડયુટીને પાત્ર શખશો.

કોઇપણ ધંધા રોજગારનો વિદ્યમાન કાળે ( ચાલુ વખતમાં ) માલિક હોય, અથવા તે માલિકના એજન્ટ તરીકે અથવા બીજી રીતે ધંધો રોજગાર ચલાવતો હોય, એવા કોઇ પણ શખસ ઉપર કર આકારવામાં આવશે.

## § ૯ હિસાબ તૈયાર કરવાની મુદ્દત દરમ્યાન ધંધા રોજગારનું બંધ પડવું.

જો હિસાબ તૈયાર કરવાની મુદ્દત દરમ્યાન ધંધો રોજગાર બંધ પડયો હોય, તો તે ધંધો રોજગાર બંધ પડવાની તુરત અગાઉ એવા ધંધાનો જે માલીક હોય અથવા એવી રીતે ધંધો રોજગાર ચલાવતો હોય, તેવા શખસ ઉપર કર આકરવાનો અધીકાર છે.

## § ૧૦ ધંધા રોજગારની માલેકીમાં ફેરફાર થવો.

### (ક) તા. ૧ લી એપ્રીલ ૧૯૧૨ પછી અને હિસાબ તૈયાર કરવાની મુદતની શરૂઆત પહેલાં.

એવા સંજોગમાં ઠરાવેલો નફો કલમ (૫) (એ) (ક) પ્રમાણે (એટલે કે મુડી ઉપર ૧૦) ટકાને હીસાબે) ગણવામાં આવે. પણ જો કરને પાત્ર શખસ કલમ (૧૫) મની વીગતો મેકલતી વેળા કલેકટરને અરજી કરે કે તેનો ઠરાવેલો નફો કલમ (૫) (એ) (ખ) પ્રમાણે ગણવામાં આવે, તો તે અરજી પ્રમાણે થઈ શકે. મજકુર અરજી કરતી વેળા કરને પાત્ર શખસે પોતે કલમ (૫) એ) (ખ) ની કઈ રીત મુજબ ઠરાવેલો નફો ગણવા માગે છે તે પણ કલેકટરને મજકુર અરજીમાં જણાવવું જોઈશે.

### (ખ) હિસાબ તૈયાર કરવાની મુદત દરમ્યાન.

એવા સંજોગમાં ધંધા રોજગારની જુદી જુદી માલેકીની મુદતના પ્રમાણમાં ડયુટી અલાહેદી આકરવી પડશે. ઉપલી જુદી જુદી મુદત પુરી થવાની તુરત અગાઉ જે શખસ ધંધો રોજગાર ચલાવતો હશે તેના ઉપર કર આકારવામાં આવશે.

એ પ્રમાણે જો ૧૨) મહીનાની ઓછી મુદ્દત માટે કર આકારવામાં આવે તો તે ધંધા રોજગારનો ઠરાવેલો નફો પણ તેટલાજ પ્રમાણમાં ઓછો કરવો જોઈશે. અને તેજ પ્રમાણે કલમ (૪) તથા (૭) ને માટે જ્યાં જ્યાં રૂ. ૩૦,૦૦૦) ગણવાના હશે ત્યાં ત્યાં મજકુર રૂ. ૩૦,૦૦૦) પણ તેટલાજ પ્રમાણમાં ઓછા કરવા પડશે.

**(ગ) હિસાબ તૈયાર કરવાની મુદત પુરી થયા પછી અને ૧ લી એપ્રીલ ૧૯૧૯ પહેલાં.**

એવા સંજોગમાં જે શખસ હિસાબ તૈયાર કરવાની મુદ્દતની આખેરીયે ધંધો રોજગાર ચલાવતો હશે તેના ઉપર ડયુટી આકારવામાં આવશે.

### § ૧૧ ખોટી લેવડ દેવડ.

વધારાના નફાનો કર આપવાનું ટાળવા માટે કોઈપણ શખસે કાંઇ પણ ખોટી અથવા બનાવટી લેવડ દેવડ કરવી નહીં અથવા કાંઈ ખોટું અથવા બનાવટી કામકાજ કરવું નહીં અને જો તેણે, આ એકટની શરૂઆત પહેલાં, કાંઈ એવી લેવડ દેવડ કરી હોય અથવા કાંઈ એવું કામ કાજ કર્યું હોય તો તેવી લેવડ દેવડ અથવા તેવું કામ કાજ કેવા પ્રકારનું છે તે વીષે તેણે કલેકટરને ખબર આપવી.

**સમજુતી:**—આ કલમના કારણો સારૂ બનાવટી લેવડ દેવડ અથવા કામ કાજ, એ સંજ્ઞામાં આ એકટથી નાખેલી કોઇ પણ જોખમદારી ટાળવાના ઈરાદાથી અથવા ટાળી શકાય એવી રીતે ભૂલથાપ આપનારા પ્રકારે અથવા રીતે કોઇ પણ ધંધા રોજગારના હિસાબ રજુ કરવા સારૂ યોજેલી ગમેતે પ્રકારની દરેક યોજનાનો સમાવેશ થાય છે.

### § ૧૨ (૧) લીકવીડેટરે નોટીસ આપવા બાબત.

આ એકટની શરૂઆત વખતે જે કમ્પનીનું કામ આટોપીને બંધ કરી દેવામાં આવતું હોય અથવા આ એકટની સરૂઆત પછી આટોપીને બંધ કરવામાં આવે અને જે કંપની વધારાના નફાના કરને પાત્ર હોય તે કંપનીના દરેક લીકવીડેટરે, પ્રસંગ પ્રમાણે, સને ૧૯૧૯ ના મેહ મહીનાની ૩૧ મા તારીખ પહેલાં અથવા સદરહુ કંપનીનું કામ આટોપીને બંધ કરવા માડયું હોય તેના બે મહીનાની અંદર કંપની એવા કરને પાત્ર છે એ બાબતની કલેકટરને નોટીસ આપવી જોઇએ.

## (૨) ડયુટીને પાત્ર શખસો પાસેથી માગવામાં આવતાં પત્રકો.

કલેકટર, આ એકટ લાગુ પડતો હોય એવા કોઇ પણ ધંધા રોજગારમાં કોઇ શખસ જોડાએલો છે એમ અથવા હિસાબ તૈયાર કરવાની મુદ્દત દરમ્યાન અથવા સને ૧૯૧૨ ના માર્ચ મહીનાની ૩૧ મી તારીખે પુરા થતાં વર્ષમાં અથવા ૩૧ મી માર્ચ પુરા થતા તે પછીના કોઇ પણ વર્ષમાં એવી રીતે તે આગળનો જોડાયલો છે એમ પોતે માનતો હોય તેવા કોઈ પણ શખસને, આ એકટના કારણો સારૂ, પોતે ફરમાવે તેવી ધંધા રોજગારને લગતી વીગતો, તેણે તે બાબતની નોટીસ આપ્યાના બે મહીનાની અંદર પુરી પાડવાનું, ફરમાવવાને મુખત્યાર છે.

## § ૧૩ કાયદાનો અનાદર કરવા માટે શિક્ષા.

(ક) જો કોઇ શખસ, વ્યાજબી કારણ અથવા સબબ શીવાય, કલમ (૧૨) (૧) ની રૂયે આપવાની કોઈ પણ નોટીસ વખતસર કલેકટરને આપવાનું અથવા કલમ (૧૨) (૨) માં જણાવેલી કોઈપણ વીગત, પુરી પાડવાનું ચુકશે તો તેને મેજીસ્ટ્રેટ આગળ તેનો ગુન્હો સાબીત થયેથી, એવી ચુક જેટલા દીવસ ચાલુ રહેશે તે દરેક દીવસ માટે રૂ. ૩૦) સુધીના દંડની શિક્ષા થશે.

(ખ) જો કોઈ શખસ, કલમ (૧૧) ના ઠરાવો વીરૂદ્ધ કામ કરશે અથવા, વાજબી કારણ અથવા સબબ શીવાય તેને અનુસરવાનું ચુકશે તો, માજીસ્ટ્રેટ આગળ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી તેને વધતામાં વધતા રૂ. ૧૦૦૦) સુધીના દંડની શિક્ષા થશે.

## § ૧૪ ડયુટીને પાત્ર શીવાય બીજા શખસોની જોખમદારી.

એજંટ, ટ્રસ્ટી, વાલી, રીસીવર વીગેરે શખસોની જોખમદારી ની બાબતમાં ઈન્કમ ટેક્ષ માટેના કાનુનો બને ત્યાં સુધી લાગુ પડશે.

## § ૧૫ ડયુટી ઓછી કરવા માટે કલેકટરને અરજી.

જે કોઇ શખસ વધારાના નફાના કરને પાત્ર હોય તે શખસ એવી દલીલ બતાવીને અરજી કરે, કે હેઠળના સંજોગોમાંના કોઈપણ સંજોગને લીધે:–

(ક) જે પંત્યાળામાં તે ભાગીદાર છે અથવા ભાગીદાર હતો તેના બંધારણમાં કાંઈ ફેરફાર થયાને લીધે,

(ખ) હાલની લડાઈના પરીણામે, નવા સાંચા નખાવવાનું કામ અથવા સાંચાનું સમારકામ તહકુબ કર્યાને અથવા મોકુફ રાખવાને લીધે,

(ગ) હાલની લડાઈને લીધે ધંધા રોજગારમાં રોકેલી મીલ્કતની કીમતમાં (હિસાબ તૈયાર કરવાની મુદ્દત દરમીયાન પૂર્વ સ્થીતીમાં મુકવાના ખર્ચ સુધાં) કંઈપણ અસાધારણ ઘટાડો થયાને અથવા તે નકામી થઈ જવાને લીધે,

(ઘ) લડાઈ પુરી થયા પછી જે પ્લાંટ અથવા સાંચાકામની ધંધા રોજગારના કારણો સારૂં જરૂર પડે તેમ નહીં હોય તે પ્લાંટ અથવા સાંચાકામ લડાઈને લગતા કામ માટે લેવાને લીધે,

(ઙ) જે કંપનીનો ધંધો રોજગાર વધારાના નફાના કરને પાત્ર છે, તે કંપનીના શેરોમાં મુખ્યભાગે સદરહુ ધંધો રોજગારની મીલકતનો સમાસ થાય છે તે બીનાને લીધે,

. (ચ) કોઇપણ ધંધા રોજગારના નફાનો જે કોઈપણ ભાગ યુનાઇટેડ કીંગડમમાં વધારાના નફાનો કર આપવાને પાત્ર હોય તેની પાત્રતાને લીધે, અથવા

(છ) ધંધા રોજગારના સ્વરૂપને લગતા અથવા જે મુદ્દત માટે કાંઇ નફો નક્કી કરવામાં આવ્યો હોય અથવા ઠરાવવામાં આવ્યો હોય તે મુદ્દતને લગતા કોઇ બીજા ખાસ સંજોગોને લીધે,

પોતાની બાબતમાં, વધારાના નફાનો કર ગણવા માટે આ એકટના ઠરાવોનો અમલ ગેરવ્યાજબી રીતે થાય છે, તો કલેકટરને કરની રકમ ગણવા માટે એ ખાસ સંજોગોને અનુકુળ પોતાને જરૂરની જણાય એવી છુટ મુકવાનો અધીકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે, આવી છુટથી સદરહુ એકટના ઠરાવોની રૂચે આપવાના કરની રકમમાં સેકડે ૨૫) ટકા કરતા વધારે રકમના ઘટાડો કમીશનરની પ્રથમ મંજુરી મેળવ્યા શીવાય કરવો નહીં.

## § ૧૬ ડ્યુટી આપવામાટેની નોટીસ (નોટીસ ઓફ ડીમાન્ડ)

ડ્યુટી આકારતી વેળા, નમુના (૧) પ્રમાણેની (એકસેસ પ્રોફીટસ ડ્યુટીના રૂલઝમાં દર્શાવેલાં શીડયુલ મુજબ) નોટીસ કોઈપણ શખસ પર મોકલવાનો કલેકટરને અધીકાર છે જે નોટીસમાં ડ્યુટી કેમ ભરવી તથા કયારે ભરવી તે જણાવવામાં આવે છે.

## § ૧૭ કલેકટરના નિર્ણય (ચુકાદા) સામે અરજી કરવા બાબત.

કોઈપણ શખસ, જેણે (કલમ ૧૨ મુજબની વીગતો જાણીજોઇને ન આપી હોય તેવા કોઈપણ શખસ સીવાય) કલેકટરે આકારેલી ડ્યુટી સામે વાંધો હોય, નોટીસ ઓફ ડીમાન્ડ (જુવો કલમ ૧૬) મલ્યાની તારીખ પછીના ૩૦) દીવસમાં નમુના (૨) પ્રમાણે ચીફ રેવન્યુ ઓથોરીટી (વડા અધીકારી) ને અરજી કરી શકે.

જો કોઈ શખસે ઉપર દર્શાવેલી કલમ (૧૫) પ્રમાણે કલેકટરને અરજી કરી હોય અને તે શખસ કલેકટરના નિર્ણયથી નારાજ થાય તો તે શખસને ઉપલાજ ૩૦ દીવસમાં નમુના (૩) પ્રમાણે ચીફ રેવન્યુ ઓથોરીટીને અરજી કરવાનો અધીકાર રહેશે.

ઉપલી અરજી મલવા પછી ચીફ રેવન્યુ ઓથોરીટી તેની સુનાવણી માટે જગ્યા તથા વખત નકકી કરશે અને ત્યાર પછી પોતાનો ચુકાદો આપશે. પણ જો કરને પાત્ર શખસની એવી ઈચ્છા હોય કે તેની અરજી બોર્ડ ઓફ રેફરીઝ સામે મુકવી, તો ચીફ રેવેન્યુ ઓથોરીટી તે અરજી બોર્ડ ઑફ રેફરીઝ પર મોકલી આપશે.

ચીફ રેવન્યુ ઓથોરીટીનો અથવા બોર્ડ ઓફ રેફરીઝનો નિર્ણય કલેકટર પર મોકલવામાં આવશે. જ્યાર પછી કલેકટર નમુના (૧) પ્રમાણે એક સુધારેલી નોટીસ ઓફ ડીમાન્ડ કરને પાત્ર શખસ ઉપર મોકલી આપશે.

## § ૧૮ લવાદ મંડળ (બોર્ડ ઓફ રેફરીઝ)

એવાં મંડળને નેમવાનો અખત્યાર સ્થાનિક સરકારના હાથમાં રહેશે એ મંડળ ત્રણ શખશોનું બનેલું હોવું જોઇએ (તથા કોઈ અગત્યના વખતે ચાર), જેમાંના ઓછામાં ઓછા બે સભ્યો સરકારની

નોકરીમાં ન હોય એવા તથા સ્થાનીક સરકારના અભિપ્રાય પ્રમાણે સદરહુ ધંધા રોજગારના પુરતા અનુભવવાળા હોવા જોઇએ. એ બોર્ડ ઉપલી કલમ (૧૭) માં દર્શાવેલી અરજી સાંભળશે અને તે બાબત પોતાનો નિર્ણય ચીફ રેવેન્યુ ઓથોરીટી ઉપર મોકલી આપશે. બોર્ડના સભ્યોમાં મતભેદ પડવે વધુ મતનો નિર્ણય અમલમાં આવશે.

ચીફ રેવેન્યુ ઓથોરીટીને તથા બોર્ડને કલમ (૧૫) માં જણાવેલા સંજોગોમાંનો કોઇપિણ સંજોગ ધ્યાનમાં લેવાનો તથા પોતાને યોગ્ય તથા વ્યાજબી લાગે તેવી રીતે અને તેટલે દરજજે તેને લગતા કલેકટરના નિર્ણયમાં ફેરફાર કરવાનો અધીકાર રહેશે.

આ બોર્ડનો અથવા ચીફ રેવેન્યુ ઓથોરીટીનો નિર્ણય છેવટનો ગણાશે, અને તે ચોક્કસ શખસની બાબતમાં કર આકારવાના ધોરણ તરીકે ગણાશે.

## § ૧૯ ચોક્કસ અઘરા અથવા મુશકેલ સંજોગો.

સને ૧૯૧૯ ના જુન મહીનાની ૩૦ મી તારીખ પહેલાં કોઈ શખસ ગવરનર જનરલ ઈન કાઉનસીલને એવી દલીલ બતાવીને અરજી કરે કે ખાસ સંજોગો ( જે અરજીમાં જણાવવા જોઇએ ) ને લીધે, એવો શખસ જે વર્ગના ધંધા રોજગારમાં જોડાયો હોય તે વર્ગની બાબતમાં, વધારાના નફાનો કર ગણુવામાટે, આ એકટના ઠરાવોની અમલ ગેરવાજબી રીતે થશે, તો ગવરનર જનરલ ઇનકાઉનસીલ આ બાબતમાં પોતે નીમે તેવા બોર્ડ ઓફ સ્પેશ્યલ રેફરીઝપર રીપોર્ટ માટે તે અપીલ મોકલવાને મુખત્યાર છે.

## § ૨૦ ભુલ સુધારવા બાબત.

નોટીસ ઓફ ડીમાન્ડ મલ્યાની તારીખ પછીના એક વર્ષ દરમ્યાન કલેકટર કરને પાત્ર શખસે બતાવેલી ભુલ સુધારી શકે અને તે મુજબ તે શખસને ઘટતો કર મજરે આપી શકે.

ઉદાહરણોઃ—

(એ) એક્ષ. વાઈ. ઝેડ મીલ કુ૦ લી૦ નો તા. ૩૧ મા ડીસેંબર ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૫ તથા ૧૯૧૬ ને દીવસે પુરા થતાં વર્ષોનો કરને પાત્ર નફો રૂ. ૫૫,૦૦૦), રૂ. ૭૫,૦૦૦), રૂ. ૧,૧૦,૦૦૦) તથા રૂ. ૧,૮૦,૦૦૦) અનુક્રમે હતો. અને ૧૯૧૮ ના સાલનો કરને પાત્ર નફો રૂ. ૧,૨૫,૦૦૦) હતો. એ વીગતો ઉપરથી કમ્પનીને વધારાના નફા ઉપરનો કર (ડયુટી) કેટલો આપવો પડશે તે જણાવો.

કુલ નફો = રૂ. ૫૫,૦૦૦) + રૂ. ૭૫,૦૦૦) + રૂ. ૧,૧૦,૦૦૦) + રૂ. ૧,૮૦,૦૦૦) = રૂ. ૪,૨૦,૦૦૦

ઠરાવેલો નફો = રૂ. ૪,૨૦,૦૦૦) ÷ ૪ = રૂ. ૧,૦૫,૦૦૦)

ડયુટીને પાત્ર નફો = રૂ. ૧,૨૫,૦૦૦) બાદ રૂ. ૧,૦૫,૦૦૦) = રૂ. ૨૦,૦૦૦)

આપવાની ડયુટી = ૫૦) ટકાને હિસાબે = રૂ. ૧૦,૦૦૦)

માટે કંપનીને રૂ. ૧૦,૦૦૦) ની એકસેસ પ્રૉફીટસ ડયુટી આપવી પડશે.

(બી) એ. બી. સી. કુ. લી. નો તા. ૩૧ મી માર્ચ ૧૯૧૩ ને દીવસે પુરા થતા છ મહીનાનો નફો રૂ. ૨૦ ૦૦૦) નો થયો હતો. તથા ૩૧ મી માર્ચ ૧૯૧૪, ૧૯૧૫, ૧૯૧૬ અને ૧૯૧૭ ને દીવસે પુરાં થતાં વર્ષોનો નફો રૂ. ૩૫,૦૦૦), રૂ. ૨૦,૦૦૦), રૂ. ૯૫,૦૦૦) અને રૂ. ૮૫,૦૦૦) અનુક્રમે થયો હતો. જે ઉપર ઇન્કમટેક્ષ આપવામાં આવ્યો હતો. તેજ પ્રમાણે કમ્પનીએ ૩૧ મી માર્ચ ૧૯૧૯ ના દીવસે પુરાં થતાં વર્ષમાં રૂ. ૯૦,૦૦૦) નો નફો કીધો હતો.

ઠરાવેલા નફાને માટે ૧૯૧૩ નો નફો રૂ. ૪૦,૦૦૦) ગણવો જોઈએ કારણ કે છ મહીનાનો નફો રૂ. ૨૦,૦૦૦) થયો હતો.

| | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૬ |
|---|---|---|---|
| કુલ નફો | = રૂ. ૪૦,૦૦૦) + | રૂ. ૩૫,૦૦૦) + | રૂ. ૯૫,૦૦૦) + |

૧૯૧૭

રૂ. ૮૫,૦૦૦) = રૂ. ૨,૫૫,૦૦૦)

ઠરાવેલો નફો = રૂ. ૨,૫૫,૦૦૦) ÷ ૪ = રૂ. ૬૩,૭૫૦)

ડયુટીને પાત્ર નફો = રૂ. ૯૦,૦૦૦] બાદ રૂ. ૬૩,૭૫૦] = રૂ.૨૬,૨૫૦]
આપવાની ડયુટી = ૫૦] ટકાને હિસાબે = રૂ. ૧૩,૧૨૫]

માટે એ કમ્પનીએ રૂ. ૧૩,૧૨૫] ની ડયુટી આપવી જોઇએ.

(સી) ઉપલાં ઉદાહરણ (બી) ની સઘળી વીગતો અતરે લેવી. તે ઉપરાંત કમ્પનીએ તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૮ ના દીવસે પોતાની મુડી રૂ. ૧,૦૦,૦૦૦] જેટલી ઓછી કરી નાખી હતી માટે હવે કમ્પનીને કેટલી ડયુટી આપવી પડશે.

તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ ના દીવસે આખર થતાં વર્ષનો
સુધારેલો નફો = રૂ ૯૦,૦૦૦] + ( રૂ, ૧,૦૦,૦૦૦] ના ૧૦ ટકા, ત્રણ મહીનાને માટે, તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૮ થી તા. ૩૧ માર્ચ ૧૯૧૯ સુધી ) = રૂ. ૯૦,૦૦૦] + રૂ. ૨,૫૦૦] = રૂ, ૯૨,૫૦૦]

ડયુટીને પાત્ર નફો = રૂ. ૯૨,૫૦૦] બાદ રૂ. ૬૩,૭૫૦] = રૂ. ૨૮,૭૫૦]
માટે કમ્પનીને ૫૦] ટકાને હીસાબે રૂ. ૧૪,૩૭૫] ની ડયુટી આપવી પડશે.

(ડી) ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૫ અને ૧૯૧૬ ના વર્ષોમાં, એક્ષ. વાઈ. ઝેડ કુ. લી. એ રૂ. ૩] લાખ, રૂ. ૪] લાખ, રૂ. ૫) લાખ તથા રૂ. ૬] લાખનો અનુક્રમે નફો કીધો હતો. જે ઉપર ઈનકમટેક્ષ ભરવામાં આવ્યો હતો. તેજ પ્રમાણે ૧૯૧૮ નો નફો રૂ. ૪,૬૫,૦૦૦] નો થયો હતો. તથા ડીવીડન્ડ પેટે રૂ. ૧,૫૦ ૦૦૦] વેંહચ્યા હતા. ઉપલી વીગતો પરથી જણાવો કે કમ્પનીને સુપરટેક્ષ આપવો પડશે અથવા એકસેસ પ્રૉફીટસ ડયુટી ભરવી પડશે.

(૧) સુપરટેક્ષઃ—

| | |
|---|---|
| ઈનકમ ટેક્ષને પાત્ર નફો | રૂ. ૪,૬૫,૦૦૦ |
| બાદ ડીવીડન્ડ (વ્યાજ) આપ્યું | ૧,૫૦.૦૦૦ |
| | ૩,૧૫,૦૦૦ |
| બાદ ઈનકમટેક્ષને પાત્ર નફાનો દસમો ભાગ | ૪૬,૫૦૦ |
| | ૨,૬૮,૫૦૦ |
| બાદ અલાવન્સ (છુટ) | ૫૦,૦૦૦ |
| સુપરટેક્ષને પાત્ર નફો | રૂ. ૨.૧૮,૫૦૦ |

એ ઉપર સુપરટેક્ષ રૂ. ૨૫,૩૪૩–૧૨–૦ થાય છે.

## (૨) એક્સેસ પ્રૉફીટસ ડ્યુટી.

ઠરાવેલો નફો = રૂ. ૧૮) લાખ ÷ ૪ = રૂ. ૪,૫૦,૦૦૦)
ડ્યુટીને પાત્ર નફો=રૂ. ૪,૬૫,૦૦૦) બાદ રૂ.૪,૫૦,૦૦૦)=રૂ.૧૫,૦૦૦)
આપવાની ડ્યુટી = ૫૦) ટકાને હીસાબે = રૂ. ૭,૫૦૦)

એટલે એક્સેસ પ્રૉફીટસ ડ્યુટી રૂ. ૭,૫૦૦) થાય છે.

એવા સંજોગમાં કમ્પનીને સુપરટેક્ષ ભરવો પડશે અને નહીં કે એક્સેસ પ્રૉફીટસ ડ્યુટી.

**નોટઃ**–પણ જો ઠરાવેલો નફો રૂ. ૪,૦૦,૦૦૦) થયા હતે, તો કમ્પનીને સુપરટેક્ષ ન આપતાં રૂ. ૩૨,૫૦૦) ની એક્સેસ પ્રોફીટસ ડ્યુટી ભરવી પડતે. જે ઉપરાંત કમ્પનીને સઘળા રૂ. ૪,૬૫,૦૦૦) ઉપર ઇન્કમટેક્ષ નહીં આપવો પડતે, પણ એમાંથી રૂ. ૩૨,૫૦૦) (ડ્યુટીના) બાદ કરી ફક્ત રૂ. ૪,૩૨,૫૦૦) ઉપર ઇન્કમટેક્ષ ભરવો પડતે.

---

# India Act No. VIII of 1917.

*( As modified up to the 1st September 1919. )*

## હિંદુસ્તાન સરકાર.

### લેજિસ્લેટિવ ડિપાર્ટમેન્ટ.

**હિંદુસ્તાનની લેજીસ્લેટિવ કાઉન્સિલને નીચે લખેલા આકટ નામદાર ગવર્નર જનરલે સને ૧૯૧૭ ના માર્ચ મહિનાની ૭ મી તારીખે મંજુર કર્યો, તે સર્વ લોકોને જાણ થવા સારૂ આ ઉપરથી પ્રસિદ્ધ કર્યો છેઃ—**

## સને ૧૯૧૭ નો આકટ નંબર ૮ મો.

( સને ૧૯૧૯ ના સપ્ટેમ્બર મહિનાની ૧ લી તારીખ સુધી સુધારેલો. )

**સને ૧૮૮૬ ના હિંદુસ્તાનના આવક ઉપર કર નાંખવા બાબતના આકટની રૂયે આકારેલા કર ઉપરાંત આવક ઉપર કર આકારવા માટેનો આકટ.**

સને ૧૮૮૬ ના હિંદુસ્તાનના આવક ઉપર કર નાંખવા બાબતના આકટની રૂયે આકારેલા કર ઉપરાંત આવક ઉપર કર આકારવો ઇષ્ટ છે, વાસ્તે આ ઉપરથી હેઠલ પ્રમાણે ઠરાવ્યું છેઃ–

ટુંકું નામ, વ્યાપ્તિ તથા શરૂઆત.

૧. (૧) આ આકટને સને ૧૯૧૭ નો હિંદુસ્તાનનો સુપર-ટેકસ આકટ કહેવો.

(૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે, તથા મલિક મુઆઝમની સાથે મૈત્રી રાખનારા હિંદુસ્તાનના રાજાના તથા સંસ્થાનોના મુલકમાંહેથી હિંદુસ્તાન સરકારની નોકરીમાંહેની અથવા ગવર્નર જનરલ ઇન કાઉન્સિલના તે સંબંધના અધિકારો ચલાવીને સ્થાપન કરેલી સ્થાનિક સત્તાની નોકરીમાંહેની બ્રિટિશ રૈયતને પણ લાગુ છે; અને

(૩) તે સને ૧૯૧૭ ના એપ્રિલ મહિનાની ૧ લી તારીખે અમલમાં આવશે,

વ્યાખ્યા. ૨. (૧) વિષયમાં અથવા પુર્વાપાર સંબંધમાં કાંઈપણ બાધ આવતો હોય તે શિવાય, આ આકટમાં—

"ઠરાવેલું" એ સંજ્ઞાનો અર્થ આ આકટ મુજબ કરેલી કાનુનોથી ઠરાવેલું એવો થાય છે;

"અગાઉનું વર્ષ" એ સંજ્ઞાનો અર્થ, જે વર્ષને માટે આકાર કરવાનો હોય તેની તુરત આગાઉના વર્ષના માર્ચની ૩૧ મી તારીખે પુરૂં થતું વર્ષ અથવા જે વર્ષને માટે આકાર કરવાનો હોય તેની તુરત આગાઉના વર્ષમાં જો કોઈપણ શખસના અથવા કંપનીના હિસાબો છેલ્લા થયા હોય તો, એવા શખસ અથવા કંપનીની મુનસફી પ્રમાણે, તે શખસના અથવા કંપનીના એવી રીતે જે દિવસે છેલ્લા હિસાબો થયા હોય તે દિવસે પુરૂ થતું વર્ષ, એવો થાય છેઃ—

પણ એવું ઠરાવ્યું છે કે, કોઈપણ શખસ અથવા કંપનીએ આ મુનસફીનો કોઈએક વખતે ઉપયોગ કર્યો હોય તો, એવા શખસ અથવા કંપનીને તે વખતે લાગુ હોય એવી "અગાઉ વર્ષ" એ સંજ્ઞાનો અર્થ ફેરવાઈ જાય તેવી રીતે, કલેકટરની મંજુરી તથા તેને યોગ્ય લાગે તેવી શરતોને અનુસંજ્ઞા શિવાય તેનો ફરીથી ઉપયોગ થશે નહિ.

"મુખ્ય આકટ" એ સંજ્ઞાનો અર્થ, સને ૧૮૮૬ નો હિંદુસ્તાનનો આવક ઉપર કર નાંખવા બાબતનો આકટ એવો થાય છે;

"સુપર-ટેકસ" એ સંજ્ઞાનો અર્થ, આ આકટની રૂયે નાંખવામાં આવેલો કર એવો થાય છે;

"કર નાંખવાજોગ આવક" એ સંજ્ઞાનો અર્થ, ૫૦ હજાર રૂપિઆ ઉપરાંતની એવા કોઈપણ શખસ અથવા કંપનીની એકંદર આવક;

"એકંદર આવક" એ સંજ્ઞાનો અર્થ હેઠળ લખ્યા શિવાયનાં બીજાં સાધનોમાથી અગાઉના વર્ષમાં થયેલી આવક એવો થાય છે એમ સમજવું, એટલે કેઃ—

(અ) મુખ્ય આકટની કલમ ૫ (૧), (બ), (ઇ), (ગ) અને (હ) માં નિર્દિષ્ટ કરેલાં સાધનો; તથા

(બ) અવિભકત હિંદુ કુટુંબની બાબતમાં, એવા કુટુંબની એકંદર આવકમાંથી જેટલી આવક એવા કુટુંબના કોઇપણ માણસના ગુજરાન અથવા તેના બીજા ખરચને માટે ખરેખર ખર્ચેલી અથવા આપેલી હોય અથવા એવા કુટુંબના કોઈપણ માણસને આપેલી હોય અથવા તેને છેવટની વહેંચી આપી હોય તેટલી આવક;

(ક) કોઇ પેઢીની બાબતમાં, એવી પેઢીની આવકમાંથી જેટલી આવક તેના આસામીઓમાંના કોઈપણ આસામીને આપેલી હોય અથવા છેવટની વહેંચી આપી હોય તેટલી આવક; તથા

(ડ) કોઇ કંપનીની બાબતમાં, એવી કંપનીની આવકમાંની જેટલી આવક તેના સભાસદમાંના કોઈપણ સભાસદને ડિવિડન્ડ અથવા બીજી કોઇ રીતે આપી હોય અથવા આપવાનું જાહેર કર્યું હોય તેટલી આવક;

પણ એવું ઠરાવ્યું છે કે, આ વ્યાખ્યાની રકમ (બ), (ક) અથવા (ડ) માંના કોઈપણ મજકુર ઉપરથી જ્યારે એવાં કુટુંબ કોઇપણ માણસ, પેઢીના કોઈપણ આસામી અથવા કંપનીના કોઈપણ સભાસદને તેમાં જણાવેલી કોઈપણ આવક મળી હોય ત્યારે તે આવક સુપર-ટેકસમાંથી બાતલ કરવામાં આવી છે, એમ સમજવું નહિ.

(૨) આ આકટમાં વાપરેલા તથા મુખ્ય આકટમાં વ્યાખ્યા કરેલા અને અત્યાર પહેલાં આમાં વ્યાખ્યા ન કરેલા શબ્દો તથા વાકયોનો તે આકટમાં અનુક્રમે જે અર્થ કર્યો છે તેજ અર્થ થાય છે, એમ સમજવું.

૩. મુખ્ય આક્ટની ૪થી કલમ ઉપરથી આકારેલા કર ઉપરાંત આ આક્ટને પાત્ર હોય એવા દરેક શખસ અથવા કંપનીની કર આકારવા જોગ આવક ઉપર પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા દર પ્રમાણે ગણીને, સુપર-ટેકસ નાંખવામાં આવશે, તથા વસુલ કરવામાં આવશે અને તેણે તે સને ૧૯૧૭ ના એપ્રીલ મહિનાની ૧ લી તારીખથી શરૂ થતાં વર્ષમાં અને ત્યાર પછીના દરેક વર્ષમાં હિંદુસ્તાન સરકારને ખાતે અથવા ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ ફરમાવે તે પ્રમાણે આપવો જોઈશે.

સુપર-ટેકસને પાત્ર હોય એવી આવકો અને તેનો દર

૪. ક્યા શખસો તથા કઈ કંપનીઓ સુપર-ટેકસને પાત્ર છે તે, અને તે આપવાને પાત્ર હોય એવા દરેક માણસ ઉપર કેટલી રકમ આકારવી જોઇએ તે કલેક્ટરે વખતોવખત નક્કી કરવું જોઇએ.

ક્યા શખસો કરને પાત્ર છે તે કલેક્ટરે નક્કી કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે, અવિભક્ત હિંદુ કુટુંબ, પેઢી અથવા કંપની ઉપર કેટલી રકમ આકારવી તે નક્કી કરતી વખતે, કલેક્ટરે, એવાં કુટુંબ, પેઢી અથવા કંપનીની કર આકારવાજોગ આવકમાંથી, સદરહુ કુટુંબ, પેઢી અથવા કંપનીની મુખ્ય આક્ટની રૂયે કરને પાત્ર હોય એવા સઘળા સાંધનોમાંથી મળતી આવકનો દશમો ભાગ બાદ કરવો જોઇએ.

૫. (૧) કલેક્ટરના મત પ્રમાણે જે કોઇપણ શખસ અથવા કંપનીની કુલ આવક સુપર-ટેકસને પાત્ર રકમના જેટલી હોય તે શખસ અથવા કંપનીની બાબતમાં કલેક્ટર મુખ્ય આક્ટની કલમ ૧૪-અ માં જણાવેલી નોટીસને બદલે અથવા તે ઉપરાંત, તે શખસ અથવા કંપનીના ઉપર નોટિસ કાઢવાને મુખત્યાર છે. અને તે નોટીસમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેટલી મુદત સુધીમાં, ઠરાવેલા નમૂના પ્રમાણે એક પત્ર ઉપર કહેલી કલમ મુજબના પત્રકમાં જે મતલબનો એકરાર જોડવાની જરૂર છે તે મતલબના એકરાર જોડીને તથા એ શખસ અથવા કંપનીના આગલા વર્ષની કૂલ ઉત્પન્ન, તથા એવા નમુનામાં જે વધારે

પત્રકો મંગાવવાનો અધિકાર.

વિગત ઠરાવવામાં આવે તે વિગત દાખલ કરીને તે શખસે અથવા કંપનીએ આપવું એમ ફરમાવવાને મૂખત્યાર છે.

(૨) પેટા-કલમ (૧) કાઢેલી દરેક નોટીસ, તથા એવી નોટીસ મુજબનું દરેક પત્રક તથા એકરાર અનુક્રમે મુખ્ય આકટની કલમ ૧૪-અ મુંજબ કાઢેલી નોટીસ તથા તેની રૂયે જોઈતા પત્રક તથા એક-રાર છે એમ સમજવું, અને સદરહુ આકટની કલમો ૩૪, ૩૫ અને ૩૬ના ઠરાવો તે પ્રમાણે લાગુ પડશે.

(૩) આ કલમની રૂયે અથવા તો મુખ્ય આકટની કલમ ૧૪-અ ની રૂયે કાઢેલી નોટીસની શરતો મુજબ પત્રક પુરૂ પાડયું હોય ત્યારે કલેક્ટરે આકારવાનો કર આવાં પત્રકોપર વિચાર ચલાવ્યા પછી આકા-રવામાં આવશે. જો આવું કોઈ પત્રક પુરૂ પાડવામાં આવ્યું ન હોય તો કલેકટરને યોગ્ય લાગે તેવી તપાસ કરવામાં આવ્યા પછી એવો કર આકારવામાં આવશે.

સુપર-ટેકસને પાત્ર હોય તેવા શખસને નોટિસ.

૬. જે શખસ અથવા કંપની, કલેકટરના મત પ્રમાણે, સુપર-ટેકસને પાત્ર હોય તે શખસ અથવા કંપ-નીની બાબતમાં, કલેકટરે હેઠળની વિગતો જણા-વીને તે શખસ અથવા કંપની ઉપર નોટિસ બજાવવી, એટલે કે:—

(અ) તે શખસ અથવા કંપનીનુ નામ, અને જે આવકને માટે તે શખસ અથવા કંપની કરને પાત્ર થયો હોય અથવા થઇ હોય તેનું સાધન અથવા સાધનો;

(બ) કયા વર્ષ અથવા વર્ષના ભાગને માટે કર આપવાનો છે તે;

(ક) જે જગા અથવા જગાઓમાં, જે જીલ્લા અથવા જીલ્લાઓમાં તે આવક મળતી હોય તે જગા અથવા જગાઓ, તે જીલ્લા અથવા જીલ્લાઓ;

(ડ) કેટલી રકમ આપવાની તે; અને

(ઈ) જે જગ્યાઓએ તથા જે શખસને તે રકમ આપવાની હોય તે જગ્યા તથા શખસનાં નામ;

તથા તે શખસ અથવા કંપનીએ ભરવાને પાત્ર તરીકે જે રકમ નોટિસમાં બતાવેલી હોય તે રકમ નોટિસમાં લખેલી તારીખથી ૬૦ દિવસની અંદર આપવાનું અથવા તે તારીખથી ૩૦ દિવસની અંદર તે કરનો આકાર ઓછો અથવા રદ કરાવવાની કલેકટરને અરજી કરવાનું તે શખસ અથવા કંપનીને જણાવવું;

પણ એવું ઠરાવ્યું છે કે, આ આકટની રૂયે કરેલી કોઈપણ કાનુનો મુજબ જો સુપર-ટેકસ કોઇપણ બાબતમાં હપ્તે હપ્તે ભરવાનો હોય તો, એવા હપ્તા જે તારીખે ભરવાના હોય તે તારીખ સદરહુ નોટિસમાં નિર્દિષ્ટ કરવી જોઈએ, અને તે શખસ અથવા કંપનીએ એવો હપ્તો તે તારીખથી મુકરર કરેલી મુદ્દત સુધીમાં ભરી દેવો જોઇએ; અથવા તો જે તારીખે પહેલો હપ્તો પાકતો હોય તેના ૩૦ દિવસની અંદર કલેકટરને ઉપર કહ્યા પ્રમાણે અરજી કરવી જોઇએ, એવું તેમાં ફરમાવવું જોઈયે.

કર આપવાનો વખત અને જગા.

૭. ૬ઠ્ઠી કલમની રૂએ બજાવેલી નોટિસમાં જે રકમ આપવાની નિર્દિષ્ટ ઠરી હોય તે દરેક રકમ નોટિસમાં જણાવેલા વખતની અંદર, તેમાં જણાવેલી જગ્યાએ તથા જણાવેલા શખસને આપવી જોઇએ.

સને ૧૮૮૬ના આકટ ૨ જાના ઠરાવો લાગુ પાડવા બાબત.

૮. આ આકટના ઠરાવોને પાત્ર—

(અ) મુંખ્ય આકટની કલમ ૨૦ થી ૨૪ના ઠરાવો સુપર ટેકસની બાબતમાં જાણે કે તે ટેકસ મુખ્ય આકટના ૪થા ભાગની રૂયે લેવાનો ઈન્કમ ટેકસ હોય તેજ પ્રમાણે લાગુ પડશે;

(બ) મુખ્ય આકટ ૪થા બાબના ઠરાવો સુપર-ટેકસના આકારની ફરી તપાસની બાબતમાં જાણે કે તે ટેકસ મુંખ્ય આકટના ૪થા ભાગની રૂયે લેવાનો ઈન્કમ-ટેકસ હોય તેજ પ્રમાણે લાગુ પડશે;

પણ એવું ઠરાવ્યું છે કે, મુખ્ય આકટની કલમ ૨૫ (૨) માં જણાવેલી અરજી સાધારણ રીતે જે વખતની અંદર આપ-

વાની હોય તે મુદત આ આકટની કલમ ૬ મૂજબ બજાવેલી નોટિસમાં જણાવેલી મૂદત સમજવી અને અરજીના નમુનાને આકટના કારણો સારૂ બંધબેસ્તો કરવા માટે જરૂરનો જણાય તેવી રીતે તેમાં ફેરફાર કરવો; અને

(ક) મુખ્ય આકટના બાબ ૫ માના તથા તેજ આકટની ૩૨, ૩૭ અને ૩૯ થી ૫૦-અ કલમોના ઠરાવો તેમાં જણાવેલી બાબતોના સંબંધમાં સુપર-ટેકસની બાબતમાં જાણે તે ટેકસ મુખ્ય આકટની રૂયે લેવાના ઈન્કમ ટેકસ હોય તેજ પ્રમાણે બને ત્યાંસુધી લાગુ પડશે.

કાનુન કરવાનો અધિકકાર.

૯. ગવર્નર જનરલ ઈનકાઉન્સિલને, આ આકટની રૂયે કોઈપણ શખસ અથવા કંપનીની કેટલી આવક કર આકારવાને પાત્ર છે તે શોધી કાઢવા તથા મુકરર કરવા માટેની, આવા આકારના સંબંધમાં ખતપત્ર મોકલ્યાં હોય અથવા રજુ કર્યા હોય તેમાં લખેલી બાબતો પ્રગટ થતી અટકાવવા માટેની, સુપર-ટેકસના રીફંડ સારૂ અરજીઓ કરવામાં આવે ત્યારે જે રીતે કામ ચલાવવું તે રીત ઠરાવવા માટેની, હપ્તે હપ્તે તે ટેકસ આપવાનો ઠરાવ કરવા માટેની અને સાધારણ રીતે આ આકટમાં જણાવેલાં કામો ચલાવવા માટેની આ આકટને બંધબેસ્તી કાનુનો કરવાનો અધિકાર છે, અને સ્થાનિક સરકારના તાબામાં જે મુલકો હોય તેને લગતી કાનુનો કરવાનો અધિકાર સ્થાનિક સરકારને આપવાને તે મુખત્યાર છે

(૨) પેટા કલમ (૧) માં જે બાબતો વિષે કહ્યું છે તેવી કોઈપણ બાબતોને પ્રગટ થતી અટકાવવા માટેની કાનુન કરતી વખતે ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલ એવું ફરમાવવાને મુખત્યાર છે કે, જો કોઈ સરકારી નોકર તે કાનુનનો ભંગ કરશે તો તેણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૬ ની રૂયે ગુન્હો કર્યો છે એમ ગણવામાં આવશે.

પણ એવું ઠરાવ્યું છે કે, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લીધા શિવાય એવા કોઈપણ ગુન્હાને માટે ગુન્હો કરનાર શખસ ઉપર કામ ચલાવી શકાશે નહિ.

(૩) આ કલમની રૂયે કરેલી કાનુનો સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

---

## પરિશિષ્ટ.

(૧) કર આકારવાજોગ આવકના પહેલા રૂ. ૫૦,૦૦૦ ઉપર દર રૂ. એક આને.
(૨) ,, ,, બીજા ,, ,, ,, ,, દોઢ આનો.
(૩) ,, ,, ત્રીજા ,, ,, ,, ,, બે આનો.
(૪) ,, ,, ચોથા ,, ,, ,, ,, અઢી આના.
(૫) બે લાખ ઉપરાંતની બધી કર આકારવા જોગ આવક ઉપર ,, ત્રણ આના.

**એમ. પી. મુડીમૅન,**

સેક્રેટરી નિસબત હિંદુસ્તાન સરકાર.

( True translation. )

M. K. SHAIKH,

Oriental Translator to Government.

# INDIA ACT NO. X OF 1919.

# હિંદુસ્તાન સરકાર.

## લેજિસ્લેટિવ ડિપાર્ટમેન્ટ.

**હિંદુસ્તાનની લેજિસ્લેટિવ કાઉન્સિલનો હેઠળ લખેલો આકટ નામદાર ગવર્નર જનરલે સને ૧૯૧૯ ના માર્ચ મહિનાની ૨૦ મી તારીખે મંજુર કર્યો તે આ ઉપરથી સર્વ લોકોની જાણ સારૂ પ્રસિદ્ધ કર્યો છે :—**

## સને ૧૯૧૯નો આકટ નંબર ૧૦ મો.

### ચોક્કસ ધંધારોજગારમાંથી થએલા વધારાના નફા ઉપર કર નાંખવા બાબતનો આકટ.

ચોક્કસ ધંધારોજગારમાંથી થએલાં વધારાના નફા ઉપર કર નાખવો ઈષ્ટ છે; વાસ્તે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

ટુંકું નામ અને શરૂઆત.

૧. (૧) આ આકટને સને ૧૯૧૯નો વધારાના નફા ઉપરના કર બાબતનો આકટ કહેવો.

(૨) તે સને ૧૯૧૯ના એપ્રિલ મહિનાની પહેલી તારીખથી અમલમાં આવશે.

વ્યાખ્યા.

૨. આ આકટમાં, વિષય અથવા સંદર્ભ ઉપરથી કાંઈપણ બાધ આવતો ન હોય તો,—

"હિસાબ તૈયાર કરવાની મુદત" એ સંજ્ઞાનો અર્થ, સને ૧૯૧૯ ના માર્ચ મહિનાની ૩૧મી તારીખે પુરા થતા બાર મહિના, અથવા સદરહુ ૩૧મી માર્ચ શિવાયની બીજી કોઈ તારીખે પુરા થતા વર્ષની બાબતમાં, સને ૧૯૧૮ના હિન્દુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટના કારણ સારૂ સદરહુ બાર મહિનામાં કોઈપણ ધંધોરોજગારનો હિસાબ તૈયાર કરવામાં આવ્યો હોય તો તે બીજી કોઈ તારીખે પુરૂ થતું વર્ષ, એવો થાય છે;

"ધંધોરોજગાર" એ સંજ્ઞામાં, કોઈપણ ધંધો, વેપાર અથવા હુન્નરકામનો અથવા ધંધો, વેપાર અથવા હુન્નરકામના જેવા કાંઈપણ સાહસ અથવા વેપારી કામનો સમાવેશ થાય છે;

"ચીફ રેવન્યુ ઓથોરિટી" એ સંજ્ઞાનો અર્થ, જે પ્રાંતોમાં બોર્ડ ઓફ રેવન્યુ અથવા ફિનાન્શિયલ કમિશનર હોય તેવા પ્રાંતોમાં તે અધિકારી, અને બીજી કોઈપણ બાબતમાં, આ આકટનાં કારણો સારૂ સ્થાનિક સરકાર જે અધિકારીને ચીફ રેવન્યું ઓથોરિટી ઠરાવે તે અધિકારી, એવો થાય છે;

"ઠરાવેલું" એ સંજ્ઞાનો અર્થ, આ આકટની રૂએ કરેલી કાનુનો મુજબ ઠરાવેલું એવો થાય છે.

આ આકટમાં વાપરેલી અથવા ઉલ્લેખ કરીને દાખલ કરેલી સઘળી સંજ્ઞાઓ, જેની, આમાં અગાઉ વ્યાખ્યા કરવામાં આવી નથી તેમનો, સને ૧૯૧૮ના, હિન્દુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટમાં જે અર્થ કરવામાં આવ્યો છે, તેજ અર્થ થાય છે, એમ સમજવું.

આકટનુ લાગુ પડવુ.

૩. આ આકટ, હિસાબ તૈયાર કરવાની મુદ્દતના કોઈપણ ભાગ દરમ્યાન, બ્રિટિશ હિંદુસ્તાનમાં કોઈપણ માણસથી ચલાવવામાં આવતા અથવા સાધારણ રીતે બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેનારા શખસની હિંદુસ્તાનમાંની કોઈપણ જગાએ તેમની માલકીના અથવા તેઓ ચલાવતા હોય એવો (૧ લા પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા ધંધારોજગાર શિવાયના બીજા) દરેક ધંધારોજગારને લાગુ પડે છે.

વધારાના નફા ઉપરનો કર નાખવા બાબત.

૪. આ આકટના ઠરાવોને પાત્ર, આ આકટ લાગુ પડતો હોય એવા કોઈપણ ધંધારોજગારમાંથી હિસાબ તૈયાર કરવાની મુદત દરમ્યાન થએલા નફાની રકમ, ઠરાવેલા નફા કરતાં જેટલી વધારે થાય તેટલી રકમ ઉપર, તે વધારાના નફાના ૫૦ ટકા જેટલી રકમનો કર (જેને આ આકટમાં "વધારાના નફાનો કર" કહ્યો છે તે) નાખવામાં, તથા વસુલ કરવામાં આવશે તથા આપવો પડશે;

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ કરની રકમ એવી કોઈ રકમથી વધારે હોવી જોઇએ નહીં કે જે રકમથી કરીને હિસાબ તૈયાર કરવાની મુદત દરમ્યાન નફો રૂપિયા ૩૦૦૦૦ કરતાં ઓછો થાય.

હિસાબ તૈયાર કરવાની મુદતમાંનો નફો નકકી કરવા બાબત.

પ. હિસાબ તૈયાર કરવાની મુદતમાંનો કોઈ ધંધોરોજગારનો નફો, સદરહુ ધંધારોજગારના સંબંધમાં, જે શખસને વધારાના નફાનો કર આપવાનો હોય તે શખસની મુનસફી મુજબ, હેઠળ પ્રમાણે હશે, અથવા ગણવામાં આવશે, એટલે કે:—

(અ) સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટનાં કારણો સારૂ છેવટે નકકી કરેલી કરને પાત્ર હોય એવી આવક અથવા,

(બ) સદરહુ ધંધારોજગારની હિસાબ તૈયાર કરવાની મુદત સને ૧૯૧૯ના માર્ચ મહિનાની ૩૧મી તારીખ શિવાયની બીજી કોઈપણ તારીખે પુરી થાય અને સદરહુ ધંધારોજગારનો હિસાબ માર્ચની ૩૧મી તાંરીખે પુરી થતી વધારાની મુદત માટે નકકી કરવામાં આવ્યો હોય ત્યારે, કુલ મુદતને અને એક વર્ષની મુદતને જે પ્રમાણ હોય તે પ્રમાણમાં કુલ મુદતની કરને પાત્ર હોય એવી આવકની રકમ (અને એથી કરને પાત્ર હોય એવી આવક સદરહુ આકટના ઠરાવો અનુસાર જેમ બને તેમ નકકી કરવામા આવશે.)

ખુલાસો:—હિસાબ તૈયાર કરવાની મુદતમાંનો નફો, સદરહુ આકટનાં કારણો સારૂ કોઇપણ તોડજોડ અમલમાં હોય તે છતાં, તે આકટના ઠરાવો અનુસાર ખરેખરો નકકી કરવામાં આવશે.

(સ્ટાન્ડર્ડ પ્રોફિટસ) ઠરાવેલો નફો.

૬. (૧) કોઉપણ ધંધારોજગારનો ઠરાવેલો નફો હેઠળ પ્રમાણેનો છે, એટલે કે:—

(અ) હિસાબ તૈયાર કરવાની મુદતની આખરે ધંધારોજગારની જે મુડી વિદ્યમાન હોય તે મુડીના સેંકડે ૧૦ ટકાના દરે અથવાં

૧૦ ટકા કરતાં ઓછો નહીં એવો ઠરાવવામાં આવે તે દરે ગણેલી રકમ, અને એવે પ્રસંગે, ધંધારોજગારની મુડી, આ આકટના કારણો સારૂ રજા પરિશિષ્ટના ઠરાવો અનુસાર નકકી કરવામાં આવશે; અથવા

(બ) સદરહુ ધંધરોજગારની બાબતમાં જે શખસને વધારાના નફાનો કર આપવાનો હોય તે શખસની મુનસફી મુજબ—

(૧) જો સને ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષમાં, તે વર્ષોમાં અમલમાં હોય તે આવક ઉપરના કર બાબતના આકટમાં કારણો સારૂ, સદરહુ ધંધારોજગારના નફો આકારવામાં આવ્યો હોય તો,—એવી રીતે આકારેલો કુલ અડધો નફો, તથા સદરહુ ધંધારોજગારના મિલકતના ભાગ તરીકેની સિકયુરિટીઓપરનું, તે વર્ષોમાં જો કાંઇ વ્યાંજ મળ્યું હોય તો તે વ્યાજનું, અડધું વ્યાજ, અથવા

(૨) જો સને ૧૯૧૩ તથા ૧૯૧૪ એ વર્ષોમાં, અને સને ૧૯૧૫, ૧૯૧૬ તથા ૧૯૧૭ એ ત્રણ વર્ષોમાંના ફક્ત બે વર્ષોમાં, સદરહુ કારણો સારૂ, સદરહુ ધંધારોજગારનો નફો આકારવામાં આવ્યો હોય તો,—એવી રીતે આકારેલો કુલ એક ચતુર્થાંશ નફો તથા સદરહુ ધંધારોજગારની મિલકતના ભાગ તરીકેની સિકયરિટીઓપરનું, તે વર્ષોમાં જો કાંઇ, વ્યાજ મળ્યું હોય તો તે વ્યાજનું, એક ચતુર્થાંશ વ્યાજ, અથવા

(૩) જો સને ૧૯૧૩, ૧૯૧૪, ૧૯૧૫, ૧૯૧૬, અને ૧૯૧૭, એ પાંચો વર્ષોમાં, સદરહુ કારણો સારૂ, સદરહુ ધંધારોજગારનો નફો આકારવામાં આવ્યો હોય તો, સને ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષોમાં તથા સન ૧૯૧૫, ૧૯૧૬ અને ૧૯૧૭ માંના સદરહુ શખસ પસંદ કરે તેવા બે વર્ષોમાં આકારેલો કુલ એક ચતુર્થાશ નફો અને સદરહુ ધંધારોજગારની મિલકતના ભાગ તરીકેની સિકયુરીટીઓપરનું, તે

વર્ષોમાં જો કાંઇ વ્યાજ મળ્યું હોય તો તે વ્યાજનું, એક ચતુર્થાંશ વ્યાજ;

પણુ એવું ઠરાવ્યું છે કે ઠરાવેલો નફો નક્કી કરવા સારૂ કબુલ રાખેલા વર્ષોમાં, ધંધારોજગારમાં રોકેલી સરેરાસ મુડી, હિસાબ તૈયાર કરવાની મુદતની આખરે એવી રોકેલી મુડીના કરતાં ઓછી અથવા વધારે હોય તો, પ્રસંગ પ્રમાણે, સદરહુ ઠરાવેલા નફામાં વધારો અથવા ઘટાડો કરવામાં આવશે અને તે વધારા અથવા ઘટાડાનું પ્રમાણુ, એવી રીતે કબુલ કરેલા વર્ષોમાં એવી રીતે રોકેલી સરેરાસ મુડીનું એવી વધારેલી અથવા ઘટાડેલી મુડી સાથે જે પ્રમાણુ હશે તેટલું ઠરાવેલા નફા સાથે હશે.

ખુલાસોઃ—રોકેલી સરેરાસ મુડી નક્કી કરવા સારૂ, કોઇપણુ વર્ષમાં ધંધારોજગારમાં રોકેલી મુડી, તે વર્ષની આખરે એવી રોકેલી મુડી છે એમ ગણુવામાં આવશે.

વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે જો સદરહુ વર્ષોમાંના કોઈ પણુ વર્ષોમાં, બાર મહિના કરતાં ઓછી મુદત સારૂ કર આકારવામાં આવ્યો હોય તો, ઠરાવેલો નફો નક્કી કરવાનાં કારણુ સારૂ, એવી રીતે આકારેલો કર. પ્રમાણુમાં વધારવામાં આવશે.

(૨) જો, સને ૧૯૧૩, ૧૯૧૪, ૧૯૧૫, ૧૯૧૬ અને ૧૯૧૭ એ વર્ષોમાંના કોઇપણુ વર્ષમાં, આવક ઉપરના કર માટેની કોઈપણુ તોડજોડ અમલમાં હોય તો, એવી તોડજોડ, પેટા-કલમ (૧) ની રકમ (બ) ના કારણો સારૂ, આકારેલો કર ગણાશે અને તે મુજબ નફો નક્કી કરવામાં આવશે.

પણુ એવું ઠરાવ્યું છે કે કોઇપણુ ધંધારોજગારની બાબતમાં જે કોઈ શખસને વધારાનો નફો આપવાનો હોય તે શખસને, એવી કોઈપણુ તોડજોડ હોવા છતાં, એવી તોડજોડ કબુલ કરવામાં આવી ન હોત તો જેવી રીતે કર આકારવામાં આવતે તેવીજ રીતે ઠરાવેલો નફો નક્કી કરવાના કારણો સારૂ, કર આકારાવવાનો હક છે.

(૩) પેટા-કલમો (૧) તથા (૨) માં ઉલ્લેખ કરેલું વર્ષ, જણાવેલા વર્ષમાં એપ્રિલ મહિનાની ૧લી તારીખથી શરૂ થતા ૧૨ મહિના ગણવામાં આવશે.

(૪) આ કલમમાં ગમે તે મજકુર હોવા છતાં, સને ૧૯૧૮ ના ડીસેમ્બર મહિનાની ૩૧ મી તારીખ પછી મુડીમાં કરેલો કાંઇપણ વધારો, કોઈપણ પ્રસંગે ધ્યાનમાં લેવામાં આવશે નહી, અને તે તારીખ પહેલાંનો એવો કાંઇપણ વધારો, વધારાના નફાનો કર આપવાનું ચુકવાના ઈરાદાથી અથવા ચુકવાય એવી રીતે સદરહુ વધારો કરવામાં આવ્યો છે એમ જણાય ત્યારે, અથવા જેટલે સુધી જણાય તેટલે સુધી, લેવામાં આવશે નહીં.

ખાસ પ્રસંગે છુટ મુકવાનો કલેકટરને અધિકાર.

૭. જે કોઈ શખસ વધારાના નફાના કરને પાત્ર હોય તે શખસ એવી દલીલ બતાવીને (કલમ ૧૧ ની પેટા-કલમ ૨ ની રકમ (બ) ના ઠરાવો અન્વયે) અરજી કરે કે હેઠળના સંજોગોમાંના કોઈપણ સંજોગને લીધે, એટલે કેઃ—

(અ) જે પંતીયાળમાં તે ભાગીદાર છે અથવા ભાગીદાર હતો તેના બંધારણમાં કાંઇ ફેરફાર થયાને લીધે,

(બ) હાલની લડાઇના પરિણામે, નવા સાંચા નંખાવવાનું કામ અથવા સાંચાનું સમારકામ તહકુબ કર્યાને અથવા મોકુફ રાખવાને લીધે,

(ક) હાલની લડાઈને લીધે ધંધારોજગારમાં રોકેલી મિલ્કતની કિંમતમા (હિસાબ તૈયાર કરવાની મુદત દરમ્યાન પુર્વ સ્થિતીમાં મુકવાના ખર્ચ સુદ્ધાં) કાંઈપણ અસાધારણ ઘટાડો થયાને અથવા તે નકામી થઈ જવાને લીધે,

(ડ) લડાઈ પુરી થયા પછી જે પ્લાંટ અથવા સાંચાકામની ધંધારોજગારના કારણો સારૂ જરૂર પડે તેમ નહીં હોય તે પ્લાંટ અથવા સાંચાકામ લડાઈને લગતા કામ માટે લેવાને લીધે,

(ઈ) જે કંપનીનો ધંધારોજગારજ વધારાના નફાના કરને પાત્ર છે તે કંપનીના શેરોમાં મુખ્ય ભાગે સદરહુ ધંધારોજગારની મિલકતનો સમાસ થાય છે તે બીનાને લીધે,

(ફ) કોઈપણ ધંધારોજગારના નફાનો જે કોઈપણ ભાગ યુનાઈટેડ કિંગડમમાં વધારાના નફાનો કર આપવાને પાત્ર હોય તેની પાત્રતાને લીધે અથવા,

(ગ) ધંધારોજગારના સ્વરૂપને લગતા અથવા જે મુદ્દત માટે કાંઇ નફો નક્કી કરવામાં આવ્યો હોય અથવા ઠરાવવામાં આવ્યો હોય તે મુદ્દતને લગતા કોઈ બીજા ખાસ સંજોગોને લીધે,

પોતાની બાબતમાં, વધારાના નફાનો કર ગણવા માટે આ આક્ટના ઠરાવોનો અમલ ગેરવ્યાજબી રીતે થાય છે, તો કલેકટરને, કરની રકમ ગણવા માટે એ ખાસ સંજોગોને અનુકુળ પોતાને જરૂરની જણાય એવી છુટ મુકવાનો અધિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે, આવી છુટથી સદરહુ આકટના ઠરાવોની રુએ આપવાના કરની રકમમાં સેંકડે ૨૫ ટકા કરતાં વધારે રકમનો ઘટાડો કમિશનરની પ્રથમ મંજુરી મેળવ્યા શિવાય કરવો નહીં.

ચીફ રેવેન્યુ ઓથોરિટીને અરજી કરવા બાબત.

૮. (૧) કલમ ૭ મુજબ અરજી કરનાર કોઈપણ શખસ પોતાની અરજી ઉપરના કલેકટરના નિર્ણયથી નારાજ થાય તો, તેને ચીફ રેવેન્યુ ઓથોરિટીને અપીલ કરવાનો અધિકાર છે અને તે ચીફ રેવેન્યુ ઓથોરિટીએ એવા શખસની મુનસફીપરથી પોતેજ એવી અપીલનો નિર્ણય કરવો અથવા સ્થાનિક સરકાર નિમે તે બોર્ડ ઓફ રિફરીઝપર તેણે તે અપીલ મોકલવી. એવી રીતે મોકલેલી કોઇપણ અપીલ બોર્ડે સાંભળવી અને તે ઉપર વિચાર ચલાવવો અને પોતાનો નિર્ણય ચીફ રેવેન્યુ ઓથોરિટીને લખી જણાવવો.

(૨) ચીફ રેવેન્યુ ઓથોરિટીને તથા બોર્ડને કલમ ૭ માં નિર્દિષ્ટ કરેલા સંજોગોમાંનો કોઈપણ સંજોગ ધ્યાનમાં લેવાનો તથા

પોતાને યોગ્ય અને વ્યાજબી લાગે તેવી રીતે અને તેટલે દરજ્જે તેને લગતા કલેકટરના નિર્ણયમાં ફેરફાર કરવાનો અધિકાર છે.

(૩) આ કલમની રૂએ નિર્મેલું દરેક બોર્ડ ઓફ રિફરીઝ ત્રણ શખસનું અથવા સ્થાનિક સરકારને મુશ્કેલી ભરેલો અથવા મહત્વનો જણાય તેવે પ્રસંગે, ચાર શખસનું બનશે. જ્યારે સદરહુ બોર્ડ ચાર શખસનું બને ત્યારે સ્થાનિક સરકારે તેમાંના એક સભ્યને તેનો ચેરમેન નિમવો. ગમે તેમ હોય તો પણ સદરહુ બોર્ડના નિદાન બે સભ્યો સરકારની નોકરીમાં ન હોય એવા તથા સ્થાનિક સરકારના અભિપ્રાય પ્રમાણે સદરહુ ધંધારોજગારના પુરતા અનુભવવાળા હોવા જોઇએ.

(૪) બોર્ડના સભ્યોમાં મતભેદ પડે તે પ્રસંગે, વધુ મતનો નિર્ણય અમલમાં આવશે. જ્યારે સદરહુ બોર્ડ ચાર સભ્યોનું બનેલું હોય, અને સભ્યોના મતો સરખેભાગે વહેંચાઈ ગયા હોય ત્યારે, ચેરમેનને બીજો અથવા નિર્ણાયક મત આપવાનો અધિકાર છે.

(૫) આ કલમ મુજબ કરેલી કોઇપણ અપીલપર ચીફ રેવેન્યુ ઓથોરિટીનો અથવા જ્યારે બોર્ડને અપીલ મોકલવામાં આવી હોય ત્યારે, તેનો નિર્ણય, આ આકટના બીજા કોઇપણ ઠરાવ છતાં છેવટનો ગણાશે અને તે ચોક્કસ શખસની બાબતમાં કર આકારવાના ધોરણ તરીકે ગણાશે.

કોઈ ધંધા રોજગારના એકાદા વર્ગને થતો અન્યાય દુર કરવા માટે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલનો અધિકાર.

૯. (૧) સને ૧૯૧૯ ના જુન મહિનાની ૩૦ મી તારીખ પહેલાં કોઇ શખસ ગવર્નર જનરલ ઈન્ કાઉન્સિલને એવી દલીલ બતાવીને અરજી કરે કે ખાસ સંજોગો (જે અરજીમાં જણાવવા જોઇયે) ને લીધે, એવો શખસ જે વર્ગના ધંધારોજગારમાં જોડાયો હોય તે વર્ગની બાબતમાં, વધારાના નફાનો કર ગણવા માટે આ આકટના ઠરાવોનો અમલ ગેરવ્યાજબી રીતે થશે, તો ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ આ બાબતમા પોતે નીમે તેવા બોર્ડ ઓફ સ્પેશિયલ રીફરીઝપર રિપોર્ટ માટે તે અપીલ મોકલવાને મુખત્યાર છે.

(૨) આ કલમની રૂચે નિમાયલું દરેક બોર્ડ ચાર શખસનું બનશે આમાંના નિદાન બે સરકારની નોકરીમાં ન હોય એવા શખસો હશે. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલે એક સભ્યને ચેરમેન નિમવો.

(૩) સદરહુ બોર્ડનો રિપોર્ટ મળેથી, ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે તે ઉપર વિચાર ચલાવવો અને પોતાને યોગ્ય લાગે તેવા હુકમ તે ઉપર પસાર કરવા. એવી રીતે રિપોર્ટ કરેલા ધંધારોજગારની બાબતમાં, એવો કોઈપણ હુકમ કર આકારવાના ધોરણ અથવા રીતમાં ફેરફાર કરવાને મુખત્યાર છે અને એવી રીતે કરેલા કોઈપણ ફેરફાર, જે બાબતોને લગતા તે હોય તે બાબતોના સંબંધમાં આ આકટના સુધારા ગણવામાં આવશે અને આ આકટ તે પ્રમાણે લાગુ પડશે.

વધારાનો નફો થયો હોય તે વિશે લિકિવડેટરે નોટિસ આપવા બાબત.

૧૦. આ આકટની શરૂઆત વખતે જે કંપનીનું કામ આટોપીને બંધ કરી દેવામાં આવતું હોય અથવા આ આકટની શરૂઆત પછી આટોપીને બંધ કરવામાં આવે અને જે કંપની વધારાના નફાના કરને પાત્ર હોય તે કંપનીના દરેક લિકિવડેટરે, પ્રસંગ પ્રમાણે, સને ૧૯૧૯ ના તે મહિનાની ૩૧ મી તારીખ પહેલાં અથવા સદરહું કંપનીનું કામ આટોપીને બંધ કરવા માંડયું હોય તેના બે મહિનાની અંદર કંપની એવા કરને પાત્ર છે એ બાબતની કલેકટરને નોટિસ આપવી જોઈએ.

આ આકટના કારણો સારૂ પત્રકો.

૧૧. (૧) કલેકટર, આ આકટ લાગુ પડતો હોય એવા કોઈપણ ધંધારોજગારમાં કોઇ શખસ જોડાયલો છે એમ અથવા હિસાબ તૈયાર કરવાની મુદત દરમ્યાન અથવા સને ૧૯૧૨ ના માર્ચ મહિનાની ૩૧ મી તારીખે પુરા થતા વર્ષમાં અથવા ૩૧ મી માર્ચે પુરા થતા તે પછીના કોઈપણ વર્ષમાં એવી રીતે તે આગળનો જોડાયલો છે એમ પોતે માનતો હોય તેવા કોઇપણ શખસને, આ આકટનાં કારણો સારૂ, પોતે ફરમાવે તેવી ધંધારોજગારને લગતી વિગતો, તેને તે બાબ-

તની નોટિસ આપ્યાના બે મહિનાની અંદર પુરી પાડવાનું, ફરમાવવાને મુખત્યાર છે.

(૨) એવી હકીકતો પુરી પાડતી વખતે, એવા શખસે

(અ) હેઠળ જણાવેલાં, એટલે કે—

(૧) કલમ ૫ની રૂયે હિસાબ તૈયાર કરવાની મુદ્દતમાંનો ધંધા-રોજગારનો નફો નક્કી કરવાનાં તથા

(૨) કલમ ૬ની રૂયે ઠરાવેલો નફો નક્કી કરવાનાં, કારણો સારૂ પોતે જે રીત અખત્યાર કરવાની ખાહેશ રાખતો હોય તે રીત જણાવવી જોઇયે, અને

(બ) વધારાના નફાના કરની રકમ ગણવામાં મુકવાની છુટ માટે, કલમ ૭ની રૂયે જે અરજી કરવાની પોતે ખાહેશ રાખતો હોય તે અરજી કરવી જોઇએ.

(૩) પેટા-કલમ (૨) ની રકમ (અ) ના ઠરાવનો અમલ કરવાને વાજબી કારણ અથવા સબબ શિવાય, કોઈપણ શખસ ચુકે તેવે પ્રસંગે, કલેકટરે, પોતાને યોગ્ય લાગે તેવી આ આકટમાં ઠરાવેલી રીતથી, હિસાબ તૈયાર કરવાની મુદ્દતમાંનો નફો તથા ઠરાવેલો નફો નક્કી કરવા માંડવો.

શિક્ષા.

૧૨. જો કોઈ શખસ, વ્યાજબી કારણ અથવા સબબ શિવાય, કલમ ૧૦ ની રૂયે આપવાની કોઈપણ નોટિસ વખતસર કલેકટરને આપવાનું અથવા કલમ ૧૧ માં જણાવેલી કોઇપણ વિગત, પુરી પાડવાનુ ચુકશે તો તેને માજિસ્ટ્રેટ આગળ તેનો ગુન્હો સાબિત થયેથી, એવી ચુક જેટલા દિવસ ચાલુ રહેશે તે દરેક દિવસ માટે ૩૦ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૩. કોઈપણ ધંધારોજગારના સંબંધમાં આપવાની વધારાના નફાના કરની રકમ કલેકટરે આકારવી અને તે, પોતાને યોગ્ય લાગે તેવા કોઈપણ પ્રસંગે પોતે ફરમાવે તેવા હપ્તામાં, પોતે ફરમાવે તેને વખતે, કરની રકમ આપવા દેવાને મુખત્યાર છે.

કર આકારવા બાબત.

૧૪. કોઈપણ ધંધારોજગારનો વિદ્યમાનકાળે માલિક હોય અથવા તે માલિકના એજન્ટ તરીકે અથવા બીજી રીતે ધંધોરોજગાર ચલાવતો હોય એવા કોઈપણ શખસપર, અથવા જ્યારે હિસાબ તૈયાર કરવાની મુદ્દત દરમ્યાન ધંધોરોજગાર બંધ પડયો હોય ત્યારે તે ધંધોરોજગાર બંધ પડયો હોય તેની તરત અગાઉ એવા ધંધારોજગારનો માલિક હોય અથવા એવી રીતે તે ચલાવતો હોય તેવા શખસ ઉપર, કર આકારવાનો અધિકાર છે, અને હિસાબ તૈયાર કરવાની મુદ્દત દરમ્યાન ધંધારોજગારની માલિકીમાં ફેરફાર થયો હોય ત્યારે, કલેકટરે, ઠરાવેલી રીતે કર આકારવો.

કર આકારાવાને પાત્ર હોય એવા શખસો.

૧૫. સને ૧૯૧૮ના હિન્દુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટની કલમો ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૬, ૨૭; તથા તેના બાબો ૪ તથા ૫ અને કલમો ૪૨, ૪૫, ૪૬, ૪૭ અને ૪૯ થી ૫૨ ના ઠરાવો, જો કાંઇ ફેરફારો ઠરાવવામાં આવે તો તેવા ફેરફારો સાથે, જાણે કે તે ઠરાવો આવક ઉપરના કરને બદલે વધારાના નફાના કરના સબંધમાં હોય તેવી રીતે, લાગુ પડશે, અને સદરહુ ઠરાવોની રૂએ અધિકાર ચલાંવનાર દરેક અમલદાર અથવા અધિકારી, સદરહુ આકટની રૂએ આવક ઉપરના કરની બાબતમાં જે અધિકારો તે ચલાવતા હોય, તેવા અધિકારો, વધારાના નફાના કરની બાબતમાં ચલાવવાને મુખત્યાર છે.

સને ૧૯૧૮ના ૭ મા આકટના ઠરાવો લાગુ પડવા વિશે.

પણ એવું ઠરાવ્યું છે કે, જે માણસપર કર આકારવામાં આવ્યો હોય તેને લગતા સદરહુ ઠરાવમાંના ઉલ્લેખો જે માણસને વધારાના

નફાનો કર આપવાનો હોય તે માણુસને લગતા ઉલ્લેખો છે એમ ગણુવામાં આવશે.

આ આકટનાં કારણો સારૂ આવક ઉપરના કરને લગતા કાગળો કામમાં આવવા બાબત

૧૬. સને ૧૯૧૮ ના હિન્દુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટમાં અથવા તેની રૂયે રદ કરેલા કોઈપણુ આકટમાં ગમે તે મજકુર હોય તો પણુ, સદરહુ આકટના ઠરાવો અન્વયે કરેલી કાંઈપણુ કેફીયત અથવા પુરા પાડેલા કોઈ પણુ પત્રકમાંની, અથવા તેવા કોઈપણુ આકટનાં કારણો સારૂ મેળવેલી અથવા એકઠી કરેલી, સઘળી માહિતી આ આકટનાં કારણો સારૂ ઉપયોગમાં લેવાનો અધિકાર છે.

ખોટી લેવડદેવડ માટે મનાઈ તથા શિક્ષા.

૧૭. (૧) વધારના નફાનો કર આપવાનું ટાળવા માટે કોઈપણુ શખશે કાંઈપણુ ખોટી અથવા બનાવટી લેવડદેવડ કરવી નહીં અથવા કાંઇ ખોટું અથવા બનાવટી કામકાજ કરવું નહીં એને જો તેણે, આ આકટની શરૂઆત પહેલાં, કાંઈ એવી લેવડદેવડ કરી હોય અથવા કાંઇ એવું કામકાજ કર્યું હોય તો તેવી લેવડદેવડ અથવા તેવું કામકાજ કેવા પ્રકારનું છે તે વિશે તેણે કલેકટરને ખબર આપવી.

**સમજુતી:**—આ કલમનાં કારણો સારૂ, બનાવટી લેવડદેવડ અથવા કામકાજ, એ સંજ્ઞામાં આ આકટથી નાંખેલી કોઈપણુ જોખમદારી ટાળવાના ઇરાદાથી અથવા ટાળી શકાય એવી રીતે ભૂલથાપ આપનારા પ્રકારે અથવા રીતે કોઇપણુ ધંધારોજગારના હિસાબ રજુ કરવા સારૂં યોજેલી ગમે તે પ્રકારની દરેક યોજનાનો સમાસ થાય છે.

(૨) જો કોઇ શખસ, પેટા-કલમ (૧) ના ઠરાવો વિરૂદ્ધ કામ કરશે અથવા, વાજબી કારણુ અથવા સબબ શિવાય તેને અનુંસરવાનું ચુકશે તો, માજીસ્ટ્રેટ આગળ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયેથી તેને વત્તામાં વત્તા રૂપિયા એક હજાર સુધીના દંડની શિક્ષા થશે.

કાનુંનો કરવાનો અધિકાર.

૧૮. (૧) ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ, ઈંડિયા ગેઝેટમાં જાહેરનામુ પ્રસિદ્ધ કરીને, આ આકટના ઠરાવો અમલમાં મુકવા સારૂ, કાનુનો કરવાને મુખત્યાર છે.

(૨) વિશેષ કરીને, અને ઉપરના અધિકારની સામાન્યતાને બાધ આવ્યા વગર, એવી કાનુનોમાં હેઠળ પ્રમાણે ઠરાવ કરવાનો અધિકાર છે, એટલેઃ—

(અ) કલમ ૬ ની પેટા-કલમ (૧) ની રકમ (અ) નાં કારણો સારૂ, કોઇપણ ધંધારોજગાર અથવા ધંધારોજગારના કોઈપણ વર્ગની બાબતમાં જે દર ગણવા જોઈયે, તે દર બાબતનો;

(બ) આ આકટ અન્વયે નિમેલા બોર્ડ ઓફ રિફરીઝે કેવી રીતે કામ કરવું તે બાબતનો;

(ક) ઠરાવેલો નફો નકકી કરવાના કારણ સારૂ, પસંદ કરવામાં આવે તે મુદત દરમ્યાન અથવા આ આકટની શરૂઆત પહેલાંની તે પછીની કોઇપણ મુદત દરમ્યાન, સદરહુ ( ધંધારોજગારની ) માલિકીમાં ફેરફાર થયો હોય ત્યારે, કર આકારવાના ધોરણ તથા રીત બાબતનો; તથા

(ડ) સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટના જે ઠરાવો કલમ ૧૫ ની રૂયે વધારાના નફાના કરને લાગુ પાડવામાં આવ્યો છે તેમાંના કોઇપણ ઠરાવો વધારાના નફાના કરને બંધબેસતા કરવા બાબતનો

(૩) આ કલમની રૂયે કરેલી સઘળી કાનુનોનો, જાણે કે, તે આ આકટમાં દાખલ કરી હોય એમ અમલ થશે.

વધારાના નફાનો કર તથા સુપર-ટેકસ એ એમાંનો એક લેવા બાબત.

૧૯. હિસાબ તૈયાર કરવાની મુદદતમાં કોઈપણ ધંધારોજગારના નફા ઉપર, આ આકટના ઠરાવોની રૂયે વધારાના નફાનો કર આપવાનો હોય તથા સને ૧૯૧૭ના સુપર-ટેકસ બાબતના આકટના ઠરાવોની રૂયે સુપર-ટેકસ આપવાનો હોય ત્યારે,

(૧) જો વધારાના નફાના કર તરીકે આપવાની રકમ સુપરટેક્સ તરીકે આપવાની રકમ કરતાં વધારે હોય તો, ફક્ત વધારાના નફાનો કર લેવામાં આવશે, અને
(૨) જો સુપરટેક્સ તરીકે આપવાની રકમ, વધારાના નફાના કર તરીકે આપવાની રકમથી વધારે હોય તો, ફક્ત સુપરટેક્સ લેવામાં આવશે,

અને આ આક્ટના તથા સને ૧૯૧૭ ના સુપરટેક્સ બાબતના આક્ટના ઠરાવોનો અર્થ તે પ્રમાણે કરવો.

સને ૧૯૧૮ ના ૭માં આક્ટના કારણો સારૂ વધારાના નફાના કર-માંથી મજરે આપવા બાબત.

૨૦. કોઇપણ ધંધારોજગારની બાબતમાં આપેલી વધારાના નફાના કરની રકમ, સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આક્ટની ૧૯ મી કલમના કારણો સારૂ, સદરહુ ધંધારોજગારના નફાની બાબતમાં, સને ૧૯૨૦ ના માર્ચ મહિનાની ૩૧મી તારીખે પુરા થતા વર્ષમાં કરવાના તોડજોડ વખતે છુટની રકમ તરીકે મંજરે આપવામાં આવશે.

પણ એવું ઠરાવ્યુ છે કે વધારાના કરની રકમ કેટલી આપવી તે સદરહુ તોડજોડ વખતે નક્કી કરવામાં આવ્યું ન હોય તો, એવી છુટ મુકવામાં આવી હોત તો જેટલો આવક ઉપરનો કર ઓછો કરવામાં આવ્યો હોત તે રકમ વધારાના નફાના કર માટે આપવાની રકમાંથી મજરે આપવામાં આવશે.

---

## પરિશિષ્ટ ૧ લું.

### મુક્ત કરેલા ધંધારોજગારો.

( જુઓ કલમ ૩. )

૧. જે કોઈપણ ધંધારોજગારની આવકમાંથી ખેતીવાડીની આવક મળતી હોય તે ધંધોરોજગાર.

૨. ઓદ્દો અથવા નોકરી.

૩. જે કોઇપણ ધંધાનો નફો જે કોઇપણ શખસ તે ધંધો ચલાવતો હોય તેની અંગત યોગ્યતાપર મુખ્યત્વે કરીને આધાર રાખતો હોય, અને જેમાં મુડી રોકવાની જરૂર ન હોય, અથવા ધંધો ચલાવનાર શખસ જે નફો મેળવતો હોય તેના પ્રમાણમાં તેને ફક્ત થોડી મુડી રોકવી પડતી હોય તે ધંધો;

પણ એવું ઠરાવ્યું છે કે આ અપવાદમાં કોઇ લેવડદેવડની અથવા કામ કર્યાની બાબતમાં કમિશન લેનારા કોઈપણ શખસના અથવા કોઈપણ જાતના કોઇ એજન્ટના ( કે જે સદરહુ ધંધારોજગારમાં આખો દિવસ કામ કરનાર અધિકારી અથવા નોકર અથવા વેપાર અર્થે મુસાફરી કરતો શખસ, અથવા જેનું મહેનતાણું સર્વાંશે કરેલા ધંધારોજગાર અથવા બીજી કોઈ અનિશ્ચિત બાબતપર આધાર રાખતું ન હોય એવું નક્કી કરેલું અથવા ચોક્કસ રકમનું હોય એવો એજન્ટ ન હોવો જોઈએ તેના ) ધંધારોજગારનો સમાસ થતો નથી.

૪. હિસાબ તૈયાર કરવાની મુદત માટે, જે કોઈ ધંધોરોજગાર યુનાઈટેડ કિંગડમમાં વધારાના નફાનો કર આપવાને પાત્ર હોય તે ધંધોરોજગાર.

૫. હિસાબ ગણવાની મુદત દરમ્યાન જે કોઈપણ ધંધારોજગારનો નફો રૂપિયા ૩૦,૦૦૦ કરતાં વધારે ન હોય તે ધંધોરોજગાર.

---

# પરિશિષ્ટ ૨ જું.

## મુડી નક્કી કરવા બાબત.

( જુઓ કલમ ૬. )

૧. કોઇ ધંધારોજગારની મુડીની રકમ, પૈસાની ન હોય તેટલે સુધી, હેઠળ લખ્યા પ્રમાણેની ગણવામાં આવશે એટલેઃ—

(અ) ખરીદીથી મેળવેલી મિલકતની બનેલી હોય તેટલે સુધી, કિંમતના ઘટાડા માટેના અથવા ખરીદીના પૈસા ન આપ્યા માટેના કોઈપણ વાજબી ઘટાડાને પાત્ર, જે કિંમતે આ મિલકત મેળવી હોય તે કિંમતની,

(બ) ધંધારોજગારમાં થયેલા દેવાની મિલકતની બનેલી હોય તેટલે સુધી, સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટની રૂએ સદરહુ દેવાની બાબતમાં જે કોઈ ઘટાડો કરવા દેવામાં આવ્યો હોય અથવા કરવા દેવામાં આવે તેમ હોય તે ઘટાડાને પાત્ર, તે દેવાની નામની રકમની, અને

(ક) ખરીદીથી ન મેળવી હોય એવી કોઈ બીજી મિલકતની બનેલી હોય તેટલે સુધી, કિમતના ઘટાડા માટેના કોઈપણ યોગ્ય ઘટાડાને પાત્ર, જે વખતે તે મિલકત ધંધારોજગારની મિલકત થઇ હોય તે વખતની તેની કિંમતની;

પણ એવું ઠરાવ્યું છે કે, આ ઠરાવનો કોઇપણ મજકુર, ધંધારો-જગારમાં રોકેલા (હિસાબ તૈયાર કરવાની મુદતમાં મેળવ્યા હોય તે જે...ના) એકઠા થયેલા નફાને મુડી તરીકે ગણવામાં બાધ કરશે નહીં.

શિવા... આ આકટના કારણો સારૂ મુડીની રકમ ગણતી વખતે

૨ ...છીના લીધેલા પૈસા અથવા વેપારને લગતું દેવું, બાદ

કોઇપણ ઉ...શે.

કરવામાં આ...

૩. જ્યારે કોઈ મિલકત રોકડ નાણું શિવાય બીજી રીતે આપવામાં આવી હોય ત્યારે, તે મિલકતની ખરીદ કિંમત, મિલકત મેળવવામાં આવી હોય ત્યારે અવેજની કિંમત તરીકે ગણવામાં આવશે; પણ જ્યારે ધંધારોજગાર એક કંપનીમાં ફેરવી નાંખવામાં આવ્યો હોય અને સદરહુ કંપનીના ⅔ કરતાં વધારે શેરો સદરહુ ધંધારોજગારનો જે શખસ માલિક હતો તે ધારણ કરતો હોય ત્યારે, વિશિષ્ટ સંજોગોમાં કલેકટર બીજી રીતે ફરમાવે નહીં તો તે શેર કંપનીની જંગમ મિલકત શિવાય પાઘડીના અથવા બીજી કોઈ રીતના હોય તેટલે સુધી તેની કાંઇપણ કિંમત આંકવામાં આવશે નહી. પેટન્ટો તથા છુપી વિધીઓ જંગમ મિલકત ગણાશે.

એચ. એમ. સ્મિથ,

ઓફિશિએટિંગ સેક્રેટરી નિસબત હિંદુસ્તાન સરકાર.

( True translation. )

M. K. SHAIKH,

Oriental Translator to Government.